# इतिहाससमुच्चयः

## वेदव्यासप्रणीत महाभा-
## रतोधृत मूल संस्कृत
## उपरथी

ગુજરાતી ભાષાંતર કર્તા

પંડ્યા પ્રભાશંકર જીવનરામ.

જુનાગઢ.

સરકારી પ્રિન્ટીંગ પ્રેસમાં

છાપ્યું.

સં. ૧૯૪૭. શાકે ૧૮૧૩. સને ૧૮૯૧ ઈ.

કિંમત રૂ. ૦-૧૪-૦

# अर्पणपत्रिका.

રા. રા. ડાક્તર નરોત્તમદાસ ઇન્દ્રજી વૈષ્ણવ,

એમ. બી. બી. એસ. ( ડરહામ )

મહાત્મા ઇન્દ્રજી નરભેરામને ઘેર જન્મી
નાની વયમાં વિદ્યા ઉપાર્જન કરવા પા-
છળ જે સર્વોત્તમ સાહસ આપે કરેલું
છે તેથી અને સત્પુરૂષોથી ક્વચિત
ગમ્ય છે એવા પરોપકાર, સમભાવ,
નિર્લોભતા આદિ સદ્ગુણોનો
સમૂહ આપની આવી નાની
વયમાંથીજ નિરંતર આપ-
નામાં જોવામાં આવેછે તે-
થીજ માત્ર મોહ પામી
આ લઘુ ગ્રંથ આપને
સાનંદાશ્ચર્ય પૂર્વક
અર્પણ કરૂં છું તે
સ્વીકારશો.

આપનો હિતેચ્છુ

પંડ્યા પ્રભાશંકર જીવનરામ

ભાષાંતર કર્તા.

# રા. રા. નરોત્તમદાસ ઇન્દ્રજી વૈદ્યનું ટુંકામાં જીવન ચરિત્ર.

કોઇ પણ ગ્રંથ રાજા અથવા પ્રજાવર્ગમાંના કોઇ સત્-પુરૂષને કર્ત્તા તરફથી અર્પણ કરવામાં આવે ત્યારે તે પુરૂષ કોણ છે અને ગ્રંથકર્ત્તાએ તે પસંદગી કરવામાં વિવેકબુદ્ધિ વાપરી છે કે કેમ તે જાણવાની દરેક ઉત્સુક વાંચનારને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે, અને તેથીજ જે સદ્દગૃહસ્થને મેં આ મારો લઘુ ગ્રંથ અર્પણ કરેલ છે, તેના વિષે ઘણીજ ટુંક હકિકત કંઇક તેમના સ્નેહીઓ પાસેથી મેળવીને અને કંઇક જાતિ અનુભવ ઉપરથી લઇ આ જગો આપુંછું જે વાંચનાર વર્ગને અયોગ્ય જણાશે નહીં.

પરોપકાર એજ પોતાનું જીવિત કર્ત્તવ્ય માનનારા અને નાગર જ્ઞાતિમાં બીજા નૃસિંહ મેહેતાના જન્મનો સ્પષ્ટાભાસ આપનાર પ્રતાપી પુરૂષ ઇન્દ્રજી નરભેરામ જેઓ ઇન્દ્રજી વૈદ્યના નામથી આ ભાગમાં પોતાનું નામ અમર કરી ગયાછે તેમના પાંચમા પુત્ર રા. નરોત્તમદાસ છે તેમનો જન્મ સંવત્ ૧૯૨૦ ના ભાદ્રપદ શુદ ૭. ગુરૂવાર. તારીખ ૮ મી સપ્ટેમ્બર સને ૧૮૬૪. ને દિવસે થયો છે. બાલ્યાવસ્થામાં તેમનું ઉપનામ " ગનુભાઇ " પાડેલું અને હજી પણ

તેમના નિકટના સ્નેહી, કુટુંબી અને વૃધ્ધ ગ્રામ નિવાસીઓ તેમને તેજ નામથી બોલાવે છે. ભવિષ્ય (પાછલી વયમાં) વિખ્યાતિ પામેલા પુરૂષો ઉપર બાલ્યાવસ્થામાં કોઇ કોઇ વિકટ સંકટો આવી બન્યાના ઘણા દાખલાઓ વાંચનાર વિદ્વજ્જનોના જાણવામાં હશે તેવીજ રીતે આ પુરૂષની બાલ્યાવસ્થામાં કેટલીક માંદગી અને કેટલાક ભયંકર અકસ્માતો એવા તો સખ્ત બન્યા છે કે તેવે વખ્તે તેમની જીંદગીની આશા વટીક છોડી દેવાઇ હતી. બાલ્યાવસ્થામાં પોતાનો વિદ્યાભ્યાસ શરૂ રાખીને પોતાના પિતાના ચાલુ પરોપકારમાં તેમની આજ્ઞાનુસાર દર્દીઓને ઔષધ વગેરે દેવામાં તેઓ હમેશાં તત્પર રહેતા. પહેલે માતુશ્રી અને પછીથી પિતા એ બન્નેની છાયા રા. નરોત્તમદાસની બાળક અવસ્થામાંજ દૈવે લઇ લીધી હતી અને તેથી તેમના ભાઇઓની દૃષ્ટાંતિક ઐક્યતામાં પોતાનો અભ્યાસ જારી રાખ્યો. વિદ્યાભ્યાસ તરફ તેમનું પૂર્ણ લક્ષ હતું અને તેમના સહાધ્યાયીઓમાં હમેશાં ઉચ્ચપદ ધારણ કરી પોતાના દરેક ગુરૂઓનો પણ ઘણોજ પ્રેમ તેઓ મેળવતા ગયા, એટલુંજ નહીં પણ જુનાગઢમાં હાઇસ્કુલનું નવું મકાન જે વખ્તે ખોલવામાં આવ્યું, તે વખ્તે રા. નરોત્તમદાસ ઇંગ્રેજી તથા સંસ્કૃત રેસીટેશન બોલેલા તે જોઇ તે વખ્તના પોલીટિકલ એજન્ટ કર્નલ બાર્ટને જાણે હાલનું ભવિષ્ય ભાંખ્યું હોય તેવો ઊંચો અભિપ્રાય બતાવ્યો હતો. તેમજ તે વખ્તના આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મી: પટવર્ધને

પણ ઘણોજ સરસ અભિપ્રાય દર્શાવ્યો હતો. મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પસાર થઈ મુંબઇની ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં તેઓ દાખલ થયા જેમાં પ્રારંભે ઘણી અગવડતા છે એમ દરેક સ્નેહી તરફથી કહેવામાં આવ્યું હતું પણ તેમનો નિશ્ચય તેમણે ફેરવ્યો નહીં. અને કોલેજમાં અભ્યાસ કરી બરાબર ત્રણ વર્ષે એફ. એલ. એમની પરીક્ષામાં પસાર થયા, અને દોઢ વર્ષ આગળ અભ્યાસ વધારી છેવટની એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષાને માત્ર ૭ મહીના બાકી હતા તેટલામાં વધારે સાહસની તેમને પ્રેરણા થઇ.

નામદાર કૈસરેહિંદની જ્યુબીલીના સ્મરણ દાખલ જુનાગઢના ખુદાવંદ નવાબ સાહેબ બહાદુરખાનજીએ વિલાયત જઇ ઊંચી કેળવણીનો અભ્યાસ કરનારને દરમાસે રૂ. ૨૫૦ ની સ્કોલરશીપ દેવાનું ઠરાવ્યું. આ સ્કોલરશીપનો લાભ લેવાનો તેમણે માનસિક નિશ્ચય કર્યો અને તેમના આ સ્તુત્ય સાહસમાં સંભાવિત સલાહકારો તથા રાજ્યકાર્યભારીઓએ પુરતું સહાય્ય આપ્યું, અને તે સહાયતાનો લાભ લઇ તેઓએ સંવત ૧૯૪૩ ના ચૈત્ર શુદ ૧૫ શુકર વાર તારીખ ૮ એપ્રીલ સને ૧૮૮૭ ને રોજ સ્ટીમર "ગેંજીસમાં" બેશી મુંબઇનો કિનારો છોડી આંગ્લભૂમિ તરફ પ્રયાણ શરૂ કર્યું. મુંબઇ છોડતી વખ્ત ખુદાવંદ નવાબસાહેબ તરફથી તેમને એક કીંમતી સોનાનું ઘડીયાળ બક્ષીસ કરવામાં આવ્યું હતું. અને તેમાં કેટલાક સ્તુતિકારક શબ્દો તેમને માટે કોત-

રેલા છે. વિલાયતમાં તેઓની તબીયત હમેશાં નાદુરસ્ત રહેતી હતી અને કેટલીક વખતે તો તે એવું ભયંકરરૂપ ધારણ કરતી કે તેના હિતેચ્છુ પ્રોફેસર અને નામાંકિત ડાક્તરોએ તેને વીલાયત છોડી જવાની સલાહ આપી પણ તેઓએ પોતાની તબીયતની જરા પણ દરકાર ન રાખતાં ફક્ત ઉમેદ અખત્યાર કરવા તેઓ ત્યાં ગયા હતા તેજ પોતાના લક્ષમાં રાખી " अर्थं साधयामि वा देहं पातयामि " એ કહેવત પ્રમાણે પોતાનો અભ્યાસ જારી રાખી ધારેલું કર્તવ્ય એમણે ઘણી સારી રીતે પાર પાડયું. થોડોજ અભ્યાસ ત્યાં કરી ડરહામ યુનિવર્સીટિ સાથે સંબંધ રાખનારી ન્યુકાસ્ટલની મેડીકલ કોલેજમાં તેઓ દાખલ થયા. આ કોલેજમાં હિંદવાસીઓને દાખલ થવાને પ્રતિબંધ હોવા છતાં વિલાયતમાંના રા. નરોત્તમદાસના ગુરૂઓની તેમણે એટલી બધી પ્રીતિ મેળવી હતી કે તેમનો ખાસ ભળામણથી કાલેજના રજીસ્ટ્રારે તે ધોરણ ફક્ત રા. નરોત્તમદાસને માટેજ બદલ્યું. એ કાલેજમાં અભ્યાસ પૂર્ણ કરી તેમણે તે યુનિવર્સીટિની પરીક્ષાઓ પસાર કરી એમ. બી. અને બી. એસ. એ બે ડીગ્રીઓ એક પછી એક લીધી એટલુંજ નહીં પણ વૈદક સંબંધી દરેક વિષયોમાં તેમની નિપૂણતા માટે તેમના પ્રોફેસરોના ઊંચા અભિપ્રાયો મેળવ્યા છે. સુમારે ત્રણ વર્ષ યુરોપમાં રહી તેઓ તારીખ ૨૫ નવેંબર સને ૧૮૮૯ ને રોજ મુંબઇના કિનારા ઉપર આવ્યા.

આંહી આવ્યા બાદ ખુદાવંદ નવાબસાહેબે તેમને જુ-

ફી દિવાશાળાના ડાકતર નિમ્યા છે. જે વખતે તેઓ આંહી આવ્યા તે વખતે પણ તેમની તંદુરસ્તી એટલી ભયંકર રીતે કોઇ વખત બગડી આવતી કે તેમના સ્નેહીઓને ઘણો ખેદ થતો પરંતુ તેમની આવી નાજુક તંદુરસ્તી છતે પણ તેમણે જે પરોપકાર શરૂ કર્યો તેનો બદલો જગત્ પિતાએ તુરતજ આપી રફતે રફતે તેમની તંદુરસ્તી સારી થઇ પોતાની ફરજના સંબંધમાં તેમણે જે શરૂવાત કરી છે તે શેહેર જુનાગઢના લોકોથી તો છાની નથી એટલુંજ નહીં પણ તેમની વિખ્યાતી દૂરદેશ ફેલાતી જાય છે અને તેમના કૌશલ્યનો લાભ રાજા અને પ્રજા તરફથી પૂરતી રીતે લેવાય છે. ખરેખર જ્યારે શેહેરમાં દુષ્ટ કોલેરાનો ફેલાવ જોસભર ચાલતો તે વખતે રા. નરોત્તમદાસ પોતાની શરીર સ્થિતીનું ભાન, ખાન પાનાદિનું ભાન, સુવા બેસવાનું ભાન કંઇ પણ રાખ્યા વગર વરસાદ ગમે તેટલો પડતો હોય, રાત ગમે તેટલી અંધારી હોય, દરદી ગમે તેટલે દૂર હોય, અને ગમે તેટલો નિર્ધન હોય તોપણ જ્યારે કાને પડ્યું કે તુરતજ જે સ્થિતીમાં હોય તેજ સ્થિતીમાં હાથમાં નાનીસી લાકડી, કમર સુધી કોટ, ગોઠણ સુધી કછોટો, ગાંઠની દવાની પોટકી લઇ વરસાદથી ભીંજાતા ઘેર ઘેર દરદીની સેવા કરતા મધ્ય રાત્રીયે જતા જેમણે રા. નરોત્તમદાસને જોયા હશે તેમને આ મારૂં લખવું જરાપણ અતિશયોક્તિવાળું નહીં લાગતાં ઘણું સૂક્ષ્મ લાગશે.

પુષ્કળ મદદ મળે છે તોપણ ઘર આગળ પોતાના પદરથી કેટલાક દર્દીઓને ચાહે તો તે રાહ હો યા રંક હો તોપણ દવાનું દાન સારા ખર્ચથી કરે છે. આટલુંજ નહીં પણ વૈદ્યમાં જે સદ્ગુણો હોવાનું પૂર્વે પંડિતો કહિ ગયા છે તેવા સદ્ગુણો જેવા કે પરોપકારબુદ્ધિ, સમભાવ, નીતિ, નિરભિમાનપણું, ભાષાલાવણ્ય, નિરલોભ આદિ સદ્ગુણોનો જમાવ આ નાની વયમાં પણ તેમનામાં એટલો બધો જોવામાં આવે છે કે તેનો વધારે વિસ્તાર કરવાનું કામ તેમનું જુદું વૃત્તાંત કરનાર ઉપર રાખું છું.

ચાલતા જમાનાની સગવડોને લઇ વિલાયત જેવા દૂર પ્રદેશ જવા માટે સ્તુતિ કદાચ અન્ય લોકોને વધારે પડતી લાગે તોપણ નાગર જ્ઞાતિના એક તરૂણ વયના યુવાને પોતાના કુટુંબ, સ્નેહીઓનો વિયોગ કરી જવું, અને ત્યાં રહી પાછા જ્ઞાતિ સમુદાયમાં આવવું દરમિયાન શું શું સંકટ સહન કરવાં પડેછે તેનો જેને ખ્યાલ માત્ર હશે તેને રા. નરોત્તમદાસે કરેલું સાહસ ઘણુંજ વિરલ લાગશે—એ જેમ તેની સ્તુતિનું કારણ છે તેમ દૂર દેશ જઇ વિદ્યાનો અગાધ ખજાનો અખ્ત્યાર કરી ઐહીક પુરતાં સુખોનાં સાધનની પ્રાપ્તિ રજુ છતાં પણ આ નાહાની વયમાં ઉપર જણાવેલા ગુણોને વળગી રહેવું એ સહજ સાધ્ય નથી, અને એજ હકિકતથી આ ગ્રંથ તેમને અર્પણ કરવા મારૂં મન મોહ પામ્યું છે.

ખરેખર રા. નરોત્તમદાસ જેવા સાહસિક અને સદ્ગુણી નરો નાગર જ્ઞાતિનું ભૂષણ છે અને તેવા બિરલા પુ-

રૂપીનો વધારો થવાથી તે જ્ઞાતિને ખરેખર આનંદ લેવાનું કારણ છે.

રા. નરોત્તમદાસને સારા કુટુંબનાં ધર્મ પત્નિ છે અને હાલ આઠ વર્ષનો એક પુત્ર તથા દોઢ વર્ષની એક પુત્રી છે. ઇશ્વર તેમના કુટુંબની સર્વ રીતે અભિવૃધ્ધિ કરો તથાસ્તુ.

પંડ્યા પ્રભાશંકર જીવનરામ.

ભાષાંતર કર્ત્તા.



# પ્રસ્તાવના.

આ ભારતભૂમિમાં પૂર્વે દ્વાપરયુગના અંતે પરમ ઋષિ વ્યાસજીએ કૃપા કરીને સર્વ લોકના હિત વાસ્તે અઢાર પુરાણઅને મહાભારત નામનો મહાન્ ગ્રંથ સંસ્કૃત ભાષામાં રચ્યો છે, જેમાં મહાત્મા વ્યાસ મુનિએ પૂર્વે થઇ ગએલા મ્હોટા શૂરવીર રાજાઓના ઇતિહાસ વિસ્તારથી નિરૂપણ કર્યા છે, જેમાં ધર્મ અર્થ, કામ અને મોક્ષનું સ્વરૂપ સંપૂર્ણ વર્ણવ્યું છે.શિવાય નીતિ, ક્ષમા વિવેક, ધૈર્ય આદિનાં એવાં દૃષ્ટાંત આપ્યાં છેકે, જે વાંચવાથી પ્રત્યેકના મન ઉપર સંપૂર્ણ રીતે ધર્માદિકની છાપ પડયા વિના રહેજ નહીં. પરંતુ આજ કાલના સમય ઉપર દૃષ્ટિ કરતાં કહેવું પડે છે કે, મહાભારત સરખો સંપૂર્ણ ગ્રંથ તો કોઇક ભાગ્યવંતજ વાંચી શકે, કારણ કે લોકોની વ્યવહારમાં વિશેષ પ્રવૃત્તિ છે અને વ્યવહાર છોડી પારમાર્થિક માટે મથન કરનારા થોડાકજ દૃષ્ટિયે પડે છે, એમ ધારી એક વિદ્વાન્ જેનું નામ હજી મારા સાંભળવામાં આવ્યું નથી તેમણે મહાભારતમાંથી તત્વ કાઢીને એક નાનો ગ્રંથ બનાવ્યો છે જે ગ્રંથ " ઇતિહાસસમુચ્ચય " નામે એટલે થઇ ગયેલા રાજાઓ તથા પ્રજાઓનાં વૃત્તાંતના સમુદાય છે.

આ ગ્રંથ ચાર વર્ણ ચાર આશ્રમને અને પુરાણ વાંચનાર વ્યાસોને પણ ઉપયોગ થઇ પડશે, કેમજે આ ગ્રંથ કથાનક રૂપ છે અને વળી માળારૂપ છે તે માળા ફેરવવાનો અધિકાર સર્વને છે. આ માળા બત્રીશ અધ્યાયરૂપ પારા

અને તેત્રીશમો અધ્યાય મેરૂ રૂપ છે. એવી માળાને ધારણ કરવાથી અથવા શ્રવણ ગોચર કરવાથી આ સંસારથી મોક્ષ પમાય છે કેમકે મણિરત્નમાળામાં અને નિર્ણયસિંધુમાં માળા ધારણ કરવાના મહિમા વિશે લખ્યું છે કે–

कंठगतावा श्रवणं गतावा । प्रश्नोत्तराख्या मणिरत्नमाला
तनोतु मोदं विदुषां प्रयत्नात् । रमेशगौरीशपदौ सुसेव्यौ ॥

रुद्राक्षान् कंठदेशे दशनपरिमितान् ॥ નિર્ણયસિંધુમાં—

જેથી આ માળા ધારણ કરવા લાયક છે. અથવા આને ધર્મની માળા પણ કહિ શકાય કેમકે અધિકરણમાળાનાં પાદોની પેઠે આના અધ્યાય પણ જુદા જુદા છે. તેમ વળી મહાભારતનાં પર્વે પર્વે અધિક રસ રહેલો છે, તેમ આમાં પણ અધ્યાયે અધ્યાયે અધિક રસ રહેલો છે.

પરંતુ ખેદની વાત છે કે, વર્તમાન સમયમાં તો રાજ્ય ઇંગ્રેજી હોવાથી બહુધા લોકોમાંથી સંસ્કૃતનો અભ્યાસ છુટી ગયો છે અને છુટતો જાય છે, પણ આપણા કલ્યાણનાં સર્વ સાધનો સંસ્કૃત ભાષામાંજ વર્ણવેલાં છે, માટે તે સાધનો સંસ્કૃત જાણ્યા વગર મળવાંજ દુસ્તર છે અને ધર્મકામાદિક સાધન સંપાદન કરવાની તો આવશ્યકતાજ છે. આમ ધારીને મેં આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરવાનો વિચાર કર્યો અને મારા વિચારનું સદ્‌ગૃહસ્થોએ અનુમોદન કર્યું, જેથી મારી આશાલતા આજ સંપૂર્ણ રીતે પ્રફુલ્લિત થઇ છે, અને આ ગ્રંથને વાંચીને ધર્માદિક સમજી મોક્ષફળનો લાભ લેવા લોકો ચૂકશો નહિ, એવી સંપૂર્ણ રીતે મને ખત્રી છે.

આ ગ્રંથમાં મેહેરબાન રાજમાન્ય રાજ્યશ્રી ઝવેરી-લાલ કેશવલાલભાઇયે છાપખાનાનું કામ છતાં અવકાશ લઇ કરેક્શન વગેરે સુધારવામાં ઘણી વખત મદદ આપી છે તો તે સાહેબનો હું આભારી થયો છઉં, તે-મજ ત્રવાડી રામશંકર મયાશંકરે પણ મદદ આપીછે.

આ ગ્રંથમાં દરેક શબ્દ ઉપર નોટ મુંકી હત તો સામો તેવડોજ બીજો ગ્રંથ થાય અને તેની કીંમત વધી પડે, એથી નોટ નહિ લખતાં મૂળ માત્રજ તે ગ્રંથના ગુજરાતી શબ્દો નાંખ્યા છે અને જે શબ્દનો ગુજરાતીમાં શબ્દ મળ્યો નથી ત્યાંહાં તેજ શબ્દ એટલે સંસ્કૃત શબ્દ રાખ્યો છે પણ બનતાં સુધી પર ભાષાનો શબ્દ નાંખ્યો નથી.

આ ગ્રંથ કેવળ ઇતિહાસ રૂપે વાંચવાથી તેનું ફળ મળવું કે તેની કીંમત ( આ ગ્રંથની ગંભીરતા ) જણાય તેમ નથી, જેમ જેમ વાંચશે અને વિચાર કરશે તેમ તેમ તેની કીંમત જણાશે. આ ગ્રંથમાં એકજ વાત વા-રંવાર આવેછે તેથી એમ સમજવું નહિ કે પુનરૂક્ત દો-ષ છે; પણ પુરાણની સ્થૂણાખનન ન્યાય ( ઘોડાની પ-છાડીના ખીલાને ધ્રબવાની ) પેઠે કહેલી વાતને દૃઢ કર-વા સારૂંછે.

આમાં એવી રીતની અનુક્રમણિકા આવશે કે, જે વાંચ-વાથી વ્યવહારિક તથા પારમાર્થિક સમજ વિશેષ જાણવું અવશેષ રહેશે નહિ.

આ ચોપડી છપાયાની પૂર્વે વૃધ્ધજનોને પણ ઉપયોગ

આવે એમ જાણી મ્હોટા અક્ષર એટલે "ગ્રેટપ્રાઇમર" જાતીમાં છપાવી છે.

આ ગ્રંથનું ભાષાંતર કરવાના સમયમાં મારી પાસે તે ગ્રંથ લખેલ અને વળી તે જીર્ણ હોવાને લીધે કોઇ જગોયે અશુધ્ધ હોવા સંભવ રહે છે તોપણ કાળજી રાખી બની શક્યું તેટલું સુધાર્યું છે અને આનું શુધ્ધિ પત્રક છેવટના ભાગમાં રાખેલું છે તો સુજ્ઞ પુરૂષોએ સુધારી વાંચવું અને સૂચના આપેથી સુધારીને બીજી આવૃત્તિમાં લખીશ.

પંડ્યા પ્રભાશંકર જીવનરામ.
ભાષાંતર કર્ત્તા.



# અનુક્રમણિકા.

( અધ્યાયની. )

## અનુક્રમણિકા.

(વિષય વાર.)

પંડયા પ્રભાશંકર જીવનરામ

ભાષાંતર કર્તા.



# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૯ | માતના | માતાના |
| ૨ | ૧૭ | ગેય | હોય |
| ૧૨ | ૧૯ | આ | આ |
| ૧૫ | ૧૭ | ના | ને |
| ૧૭ | ૯ | ૯ નથી | નથી જેથી |
| ૧૮ | ૧૦ | ને | અને |
| ૩૯ | ૨ | मप्यहो | मल्पमप्यहो |
| ૪૧ | ૬ | આપ્યો છો | આપોછો |
| ૪૯ | ૪ | શર | શરણે |
| ૫૨ | ૧૪ | પોકપણુરનારાં | પોપણુ કરનારાં |
| ૫૭ | ૧૩ | બધુ | બંધુ |
| ૬૦ | ૨ | प्रयर्थौ | प्रयर्यौ |
| ,, | ૫ | नवमोपेऽध्यायः | नवमोऽध्यायः |
| ૬૯ | ૨ | તીર્થયાત્રામાં | તીર્થયાત્રામાં |
| ૭૩ | ૧૭ | પોતના | પોતાના |
| ૭૮ | ૧૧–૧૪ | કેટલા | કેટલાક |
| ,, | ૧૯ | પજા | પૂજા |
| ૭૯ | ૨૧ | ઉભલા | ઉભેલા |
| ૮૨ | ૨૦ | વર્ધાની | વર્ધાદની |
| ૯૭ | ૨૩ | ઉત્પાદનમ | ઉત્પાદનમાં |
| ૧૧૧ | ૧૭ | વૃસ્ત્રસહિત | વસ્ત્રસહિત |
| ૧૧૨ | ૧૩ | બને | બન્ને |
| ૧૩૬ | ૧૩ | રજા | રાજા |
| ૧૪૨ | ૧ | નર્દય | નિર્દય |
| ૧૬૫ | ૧૬ | સ્થનમાં | સ્થાનમાં |

| | | | |
|---|---|---|---|
| ૧૬૭ | ૧૨–૨૦-૨૩ | સખ્યો | સખિયો |
| ,, | ૧૫ | રાઓને | ઓને |
| ,, | ૧૭ | પરકા | પારકા |
| ,, | ,, | પાલન | પાલના |
| ૧૬૯ | ૧૯ | સખ્યો | સખિયો |
| ૧૭૦ | ૧૬ | દેખતો | દેખતો એવો |
| ૧૭૩ | ૬ | વુત્તિ | વૃત્તિ |
| ૧૭૪ | ૪ | સંવાદનું | સંવાદનાં |
| ૧૭૭ | ૬ | યોગ | યોગ્ય |
| ,, | છેલી | અમારો | અમારા |
| ,, | ,, | છેતર્યું | છેતર્યા |
| ૧૭૯ | ૭ | વિવેવેકી | વિવેકી |
| ૧૮૦ | છેલી | મદિર | મંદિર |
| ૧૮૨ | ૨૩ | શરીથી | શરીરથી |
| ૧૮૩ | ૧૪ | મદિક | માદિક |
| ,, | ૧૭ | અમાણ | અપ્રમાણ |
| ,, | ૨૧ | થયેલાં | થએલા |
| ૧૮૪ | ૪ | જનનું | જનના |
| ૧૮૯ | ૨૧ | ધનધા | ધન |
| ૧૯૦ | ૧૪ | ગ્રામના | ગ્રામની |
| ૧૯૧ | ૧૧ | મુનિની | મુનીને |
| ૧૯૨ | ૧૩ | નિર્પેક્ષા | નિરપેક્ષા |
| ૧૯૬ | ૧૮ | જપ | જપવા |
| ,, | ૨૨ | લેવો | લેવા |
| ૨૦૨ | ૭ | દેડયો | દોડયો |
| ૨૦૪ | ૨ | मंगलालय | मंगलाय |

# इतिहाससमुच्चयः

## ગુંજરાતી ભાષાંતર.

## અધ્યાય ૧ લો.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ॥
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥ १

અર્થ—નારાયણ અને નરમાં ઉત્તમ જે નર તેને તેમજ દેવી સરસ્વતી, અને વ્યાસજીને નમસ્કાર કરીને સુજ્ઞ પુરૂષોએ સંસારને જીતે એવા ગ્રંથનો વિસ્તાર કરવો.

પરાશરના પુત્ર, સત્યવતી માતના હૃદયને આનંદ દેનારા, અને જેના મુખ કમળથી ગળતા વાણી રૂપી અમૃતનું આખું જગત પાન કરેછે, એવા વ્યાસ જય પામો. જેમાં વ્યાસનાં વચનરૂપી નિર્મળ કમળ, ગીતાના અર્થ રૂપી ઉત્કૃષ્ટ ગંધ છે, નાના પ્રકારનાં આખ્યાનરૂપ કેસર ( તંતુઓ ) છે, હરિની કથાના સંબોધનથી પ્રફુલ્લિત થએલ, લોકમાં સજ્જનરૂપ ભ્રમરોએ રાત્રિ-દિવસ હર્ષથી પાન કરેલ, કલિયુગના મળને નાશકરનાર ભારતરૂપ કમળ પુરૂષના શ્રેયને અર્થે થાઓ. કૃષ્ણદ્વૈપાયન વ્યાસ સાક્ષાત્ નારાયણ રૂપ છે. કેમકે નારાયણ વગર બીજો કોણપુરૂષ ભારતને રચે? જેણે વેદરૂપ મહાસમુદ્રને જગતના હિત વાસ્તે બુદ્ધિરૂપ મંથાનથી વલોવીને ભારતરૂપ ચંદ્રમા કાઢયો. ઘણુંકરી કેટલાક ઋષિઓ તો કેવળ પોતાના હિત વાસ્તે ઉદ્યમ કરેછે, પણ ભગવાન વ્યાસજી તો સર્વ પ્રાણિના

હિતાર્થે પ્રવૃત્ત થયાછે. લોકહિતેચ્છુ વ્યાસે વેદમાંથી મહાઅદ્ભુત ભારત જુદું કાઢ્યું એના જેવું બીજું કશું કૃત્ય સ્તુત્ય છે? "સર્વ પ્રાણી કષ્ટને તરે, અને કલ્યાણને જુવો" એમ કહિ સર્વ વેદનો અર્થ તેણે ભારતમાં દેખાડેલ છે. વેદમાં જેટલા અર્થ રહેલા તે બધા તે તે સ્થાનમાં દેખાડનાર વ્યાસ રુપ જે સિંહ છે તેનો સિંહનાદ સાંભળો. "આ ભારતમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં જેવાં વર્ણન કરેલાં છે તેવાં બીજા શાસ્ત્રમાં કર્યાં નથી; અને કર્યાં છે તો કોક સ્થળમાં છે. એજ વાત પ્રકૃતમાં લઇને અર્થ અને કામમાં આસક્ત થયેલી પ્રજાના હિત વાસ્તે ધર્મ, અને મોક્ષને પ્રાપ્ત કરે. એવો "ઇતિહાસસમુચ્ચય" કરૂં છઉં." કેમકે કામી પુરૂષને અર્થે કામનું વર્ણન, અને લોભિયાને વાસ્તે લોભનું વર્ણન કરવાથી કાંઇ ફળ મળતું નથી. "આંધળાને જેમ કુવામાં ધક્કો દેવો તેવું છે." વ્યાસ મુનિએ કામ, અને અર્થ એ બે મિથ્યા છે, તોપણ ધર્મ, અને મોક્ષને બતાવવા વાસ્તે બે સારા પુરૂષાર્થ છે એમ માની કહેલ છે. જો એમ ન હોય તો બુદ્ધિવાન, મહા, દયાળુ વ્યાસમુનિ મનુષ્યને ઘોર સંસારના હેતુભૂત અર્થ-કામનું કેમ વર્ણન કરે? લોકની ચિંતાને મટાડવા વાસ્તે વર્ણન કરી તે ફરીથી આ વિચિત્ર અર્થવાળા ઇતિહાસથી તેની નિંદા કરી છે. ભારતે, ભાનુમાન અને ઇંદુ એ ત્રણ આ પૃથિવિમાં જો ન હોય તો અજ્ઞાનરુપ અંધકારને આ જગતમાં કોણ મટાડત? ભારતના અધ્યયન અથવા શ્રદ્ધાપૂર્વક શ્રવણથી સમગ્ર પાપ નાશ થાયછે. જે

વ્યાસના ઓષ્ટપુટથી ન્હાસ્ય નીકળેલ, અપ્રમેય, પવિત્ર અને પાપ હરનાર, કલ્યાણકારક ભારતરૂપ વચનમાં જે સ્નાન કરે, તેને તળાવના પાણીના અભિષેકથી શું ફળ? કાંઇ-જ નહી, એમ જાણી સુજ્ઞ પુરૂષોએ શ્રદ્ધાયુક્ત થઇ આ ભારત સંબંધી ઇતિહાસસમુચ્ચય સાંભળવો. બ્રાહ્મણે કાયા, વાણી, અને મનથી દિવસે કરેલું પાપ સાયંકાળે મહાભારતના [કેટલાક ભાગ] નો પાઠ કરવાથી છુટેછે. રાત્રિએ પાપ કરેલું પ્રાતઃકાળમાં મહાભારતના પાઠ કરવાથી છુટેછે.-ભારતમાં જે જે શ્લોક રહ્યાછે તે તેની આ ઇતિહાસસમુચ્ચયમાં યોજના કરૂંછું. સાર સાર શ્લોકનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન છે, કોણ સમગ્ર ભારતનો ઉદ્ધાર કરવાને સમર્થ થાય? સમુદ્રમાંથી સર્વ રત્ન કોણ લઇ શકે? આમાંથી ઇતિહાસનો સંગ્રહ પણ સત્પુરૂષોને મળશે માટે આનુ નામ ઇતિહાસસમુચ્ચય યથાર્થ છે. આ ઘોર સંસારમાં નિસ્તારરૂપ મોક્ષના સાધન રૂપ બત્રીશ આખ્યાન વાળો આ ઇતિહાસસમુચ્ચય કરૂં છઉં, જેમાં પેહેલું શ્યેનકપોતાખ્યાન, તે પછે ગૌતમીનું. અને ત્રીજું મુદ્ગલનું. તે પછે ગંગામાહાત્મ્ય, અને સક્તુપ્રસ્થ મહિમા, સાતમું સુદર્શનાખ્યાન, નરકાખ્યાન, કપોતાખ્યાન. તે પછે દુર્ગતિતરણ નામનું દશમું, સપ્તઋષિના સંવાદરૂપ અગીઆરમું, લોભાખ્યાન, જાજલ્યાખ્યાન. તે પછે ચૌદમું કુંડધારનું, મંકીગીતાખ્યાન, બોધ્યગીતાખ્યાન, તે પછે ઇંદ્ર-કશ્યપના સંવાદનું સતરમું, પિતા પુત્રના સંવાદનું. તે પછે શુકાનુશાસન. તેમજ ભૂમિદાન, ગોદાન. તે પછે મહાપુણ્યદા-

ચક અન્નદાન બાવીશમું, તિલદાન, નૃગાખ્યાન અને તે પછે પચીશમું અત્રનાખ્યાન, માનસ-તીર્થયાત્રા, બ્રહ્મહત્યાવિધિ અને માંસભક્ષણ નિષેધ અઠાવીશમું, નહુષાખ્યાન, બહુલાખ્યાન, અને એકત્રીશમું સુવ્રતાખ્યાન અને બત્રીશમું પુંડરીક અને નારદઋષિના સંવાદ-રૂપ આખ્યાન છે. એવી રીતે મહાભારતના મધ્યમાં બત્રીશ આખ્યાન રૂપ ઇતિહાસસમુચ્ચયવ્યાખ્યાન કરેલ છે, એમ બુધ્ધિમાન્ પુરૂષોએ જાણવું.

જન્મેજય પુછેછે–હે વૈશંપાયન ! મરણ પામેલા કુટુંબીઓને પાંડવોએ તથા નારાયણે દાધાંજળી આપીને પછે શું કર્યું ?

વૈશંપાયન કહેછે–હે જન્મેજય ! તે પછી પવિત્ર ભાગીરથીને કાંઠે ભાઇઓ સહિત હેઠું મુખ રાખી સર્પની પેઠે નિઃશ્વાસ મુકતા બેઠા છે, તેટલામાં તેની પાસે મહાત્મા બ્રહ્મર્ષિઓ આવ્યા, જેમાં નારદ, દેવળ, વ્યાસ, કચ, કણ્વ, કાશ્યપ, રૈભ્ય, બૃહસ્પતિ, ધૌમ્ય, ચ્યવન, ગાલવ, ભૃગુ, વસિષ્ટ, જમદગ્નિ, દુર્વાસા, લોમશ, અને બીજા, શિષ્યો સહિત મહાવ્રતવાળા આવ્યા. તે પછે આવેલા ઋષિઓને ભાઇઓ સહિત પ્રણામ કરી અશ્રુથી આકુળતા પામી યુધિષ્ઠિર રાજા આવું પુછેછે. હે ઋષિઓ ! રાજ્યના લોભથી મેં વાલ્હા પુત્ર, પૌત્ર, કાકા, દાદા, સસરા, ભાઇઓ, જ્ઞાતિઓ, અને સ્નેહીઓને માર્યા. તેમજ જ્ઞાતિનો ઘાત કરનાર, રાજ્યની ઇચ્છાને લીધે વંશના છેદનરૂપ અતિ ઉગ્ર કર્મ કરનાર હું ને શોક કેમ ત્યાગ કરતો નથી? વ-

ળી જેના ખોળામાં બાલ્યાવસ્થામાં ક્રીડા કરી, જેણે અમને પાલન પોષણથી વૃધ્ધિ પમાડ્યા; એવા ભીષ્મપિતામહને રાજ્યના અલ્પ સુખના લોભથી રણભૂમિમાં વધ કરાવ્યો. તેમજ મારા ગુરૂ દ્રોણાચાર્યે પુછ્યું કે, મારો પુત્ર જીવેછે કે નહીં? ત્યારે સત્ય રૂપ કાંચળીને ત્યાગ કરી રાજ્યના લોભથી ગુરૂને ખોટા મિષથી કહ્યું કે, अश्वत्थामा हतः सत्यं इत्युक्तः कुंजरे हते ॥ અશ્વત્થામા હાથી મરાણો હતો તોપણ અશ્વત્થામા ખરેખર મરાણો એમ કહ્યું. એવી રીતે દારૂણ પાપ કર્મ કરવાથી કેવા લોકને પામીશ? સર્વ શાસ્ત્રમાં પ્રવીણ અમારા જ્યેષ્ટ ભાઇ કર્ણને માર્યો, એથી બીજું મ્હોટું પાપ કરનાર કોણ હશે? પર્વતની ગુફામાં સુતેલા સિંહના બાળકને; તેમ દ્રોણે પાલના કરેલી સેનાના મધ્યમાં પાસે ઉભેલા અભિમન્યુને મેં મોકલ્યો તે દિવસથી હું, અર્જુન અને કમળનેત્ર કૃષ્ણભગવાનની સામું જોઇ શકતો નથી. દ્રૌપદીને પોતાના પાંચ પુત્રનો વિયોગ મારા હેતુથી જ્યારે થયો ત્યારથી દુખીમાં દુખી થતાં પાંચાલીને જોઇ મારૂં મન બળ્યા કરેછે. હે મુનિસત્તમ! એવા પ્રકારથી જ્ઞાતિનો નાશ કરનાર મારા પ્રિય પ્રાણને આંહીજ બેઠાં શોષણ કરી કલેવરને ત્યાગ કરીશ, એમ તમોએ જાણવું. કેમકે, હું સરખો કુલઘાતક જ્ઞાતિમાં કોઇ થયો નથી.

વૈશંપાયન કહેછે—હેજન્મેજય! એવી રીતે ઉચ્ચાર કરતા અને શોકથી વિહ્વળ થયેલા યુધિષ્ટિર પ્રત્યે ભૂત, ભવિષ્ય જાણનારે વ્યાસજી આવું વચન કહેછે.

વ્યાસજી કહેછે હે પુરૂષશ્રેષ્ઠ! શરીર શોષણ કારક શોક કરોમાં; કેમકે જે રણભૂમિમાં મરણ પામ્યા છે, તેઓનું મરણ અન્ય મરણ સરખું સુલભ નથી. હે પાંડુનંદન! તમસરખા જ્ઞાનવેત્તા મહાત્માઓ વ્યસનમાં શોક કરતા નથી, અને સુખના ઉદયમાં હર્ષ પામતા નથી. જયારે તમ સરખા શોકમાં ગલિત થાય ત્યારે તેનું શાસ્ત્રમાં નિપુણ પણુ કેવળ શ્રમને અર્થેજ થાય છે. મૂઢ પુરૂષને એક દિવસમાં એક હજાર હર્ષનાં સ્થાન, અને એક સો ભયનાં સ્થાન પ્રાપ્ત થાયછે; પણ પંડિતને પ્રાપ્ત થાતાં નથી કેમકે, જે જાત-વસ્તુ છે તેનો નાશ થાયછે. જેનો નાશ છે તેનો જન્મ થાય છે; માટે એ બે અપરિહાર્ય પદાર્થનો શોક કરવા લાયક નથી. પોતાનાં કરેલાં કર્મનાં ફળભૂત જે અવશ્ય થાવાનાં પદાર્થો છે, તેનો શાસ્ત્રતત્વજ્ઞ પુરૂષો શોક કરતા નથી. જે વસ્તુ મરણ પામી અથવા નષ્ટ થઇ એનો જે શોક કરેછે, તે દુઃખથી દુઃખને પામેછે; કેમકે એ બે અનર્થ રૂપ છે. પૃથ્વિ, વાયુ, આકાશ, તેજ, અને પાંચમું જળ એ પાંચ પદાર્થથી પ્રાણિમાત્રના દેહ છે; ત્યારે-તેના નાશમાં શું વેદના કરવી? એને અન્યથા કરવામાં દૈવ અથવા મનુષ્યનો ઉપાય નથી. જે પ્રાણી મૃત્યુવશ થાયછે તે પ્રાણી પોતાના અદૃષ્ટથી પાછો આવેછે. હે પાર્થ! આ જગતમાં ભાઇઓ, પુત્ર-દારાના, અને ધનના વિયોગથી ઘોરદુઃખમાં ડુબેછે તેણે આશ્રય કારક ધૈર્યતા રાખવી. દેહધારિને જે શોક છે, તે શ્રવણ, ધર્મ, બળ, પરાક્રમ, સુખ, અને ઉત્સાહને હરણ કરેછે. શોક કરનારાઓનો

શોક દુઃખનો નાશ કરતો નથી, અને તેથી [ શોકથી ] તેઓનું સામર્થ્ય નાશ પામેછે; તેવા શોકનો ત્યાગ કરો. બાળકોને, યૌવન અવસ્થાવાળાઓને, વૃદ્ધોને, તેમજ ગર્ભમાં રહેલાઓને પણ કાળ પ્રવેશ કરેછે, એવું આખું જગત્ છે. જ્યારે આખું જગત્ સર્વ અવસ્થામાં નાશ પામેછે; ત્યારે વિવેકી પુરૂષ ઉત્પન્ન થએલા અને નષ્ટ થએલા પદાર્થને જોઇ હર્ષ અને શોક કરતા નથી. જે તત્વવેત્તા પુરૂષો છે તે ગએલી વસ્તુનો શોક કરતા નથી, અને કોઇ-સારી સ્થિતિમાં જોઇ ઇર્ષા [ અસહનપણુ ] કરતા નથી, તેમ કોઇની વસ્તુની ઇચ્છા કરતા નથી, અને વર્ત્તમાન કાળ પ્રમાણે વર્ત્તેછે. હે લોકપાલ ! હે ધનુર્ધર ! શોક ક્યાં અને પૃથ્વી પાલન કરનારા તમે ક્યાં ? માટે મોહથી ઉત્પન્ન થએલા શોકને ત્યાગ કરો. આ ઠેકાણે પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો, જેમાં પુત્રના શોકથી પરિતાપ પામી અને મનમાં ખેદ-યુક્ત થઇ ઉદાસથી બેઠેલા શ્યેનજિત્ રાજાને કોઇ તત્વવેત્તા બ્રાહ્મણે આવો બોધ દીધો છે.

બ્રાહ્મણ કહેછે—હે રાજેન્દ્ર ! કેમ મુઝાઓછો અને શોક કેમ કરોછો ? જ્યારે તમે શોક કરશો ત્યારે બીજા જણ પણ શોક કરશે. તમે, હું, આ સર્વે રાજાઓ મરણ પામશે તેમાં શું વેદના કરવી ? ઉત્પન્ન થયેલા પ્રાણિમાત્રનો સંયોગ અને વિયોગ, અવશ્ય થવાના છે. જેમ જળમાં પરપોટા થાય અને ફુટી જાય તેવો સંસાર છે. હે રાજા ! તારો દીકરો ક્યાં છે? તારા પિતામહ તે ક્યાં છે? તેને તું હમણાં દેખતો નથી, અને તે તુંને દેખતા નથી.

એવી રીતે પુત્ર, પૌત્ર, જ્ઞાતિ અને બાંધવ છે; માટે તેમાં સ્નેહ ન કરવો. કેમકે, તેની સાથે વિયોગ અવશ્ય થવાનો છે. કોઇને કોઇની સાથે અત્યંત સહવાસ થાતો નથી. પોતાનું શરીર પણ જ્યારે ભેળું નથી ત્યારે અન્ય તો ક્યાંથી હોય? વળી કહેલ છે કે सर्वेक्षयांतानिचयाः पतनांताः समुच्छ्रयाः ॥ संयोगाविप्रयोगांतामरणांतं हि जीवितं. ॥ १ ॥ જે જથ્થો છે તેનો અતે ક્ષય છે. જે ઊંચા ચડયા તેને હેઠું પડવું છે, જેનો સંયોગ છે તેનો વિયોગ છે અને જે જીવિત છે તેનો મરણથી અંત છે. જે કાળ છે તેને પંડિત, મૂર્ખ, બળવાન્, દુર્બળ, અને સામર્થ્યવાન્ સરખા છે. જેમ વટેમાર્ગુ કોઇ છાયાનો આશ્રય કરી વિસામો ખાઇ તરત પાછો ચાલી નીકળે છે, તેવો પ્રાણિમાત્રનો સમાગમ છે. કેમકે, સમાગમનો અપગમ થાયછે અને જે સુખ છે તે દુઃખાદિકથી ભંગુર છે, કાયાનો સમીપમાં અપાય છે અને સંપત્ છે તે આપત્તિનું સ્થાનક છે, અને કદી મનુષ્યોને સંપત્ મળે છે તે ગંધર્વ નગર સરખી છે; એટલે ક્ષણમાત્રમાં દેખાય અને ક્ષણમાત્રમાં નાશ થાય તેવી છે, રૂપ, યૌવન, આયુષ્ય અને દ્રવ્ય સંચય અનિત્ય છે, રોગથી પીડિત મર્ત્ય શરીર છે, એમ જાણી પંડિત જન મુંઝાતા નથી; એનું ઔષધ એટલુંજ છે કે, તેનુ ચિંતવન કરવુંજ નહી, અને જો ચિંતવન કરેછે તો ફરીથી વૃદ્ધિ પામેછે. શોક અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ, અને તે શરીરને શોષણ કરનાર છે; માટે હે પુરૂષશ્રેષ્ઠ! શોકનો ત્યાગ કરો.

વ્યાસ કહેછે—હે યુધિષ્ઠિર! એવી રીતે શ્યેનજીત રાજાને

બોધ દીધો ત્યારે પુત્રના શોકનો ત્યાગ કરી સ્વસ્થચિત્ત થયા. હે રાજા! તમે પણ સાત્વિકી બુદ્ધિને ગ્રહણ કરી, જ્ઞાતિના શોકનો ત્યાગ કરી નિષ્કંટક રાજ્યને ભોગવો.

વૈશંપાયન કહેછે—હે જન્મેજય! એવી રીતે વ્યાસે બોધ દીધો તોપણ દુઃખ અને શોકના પરિતાપથી આવું વચન કહેછે.

યુધિષ્ઠિર કહેછે—હે બ્રહ્મન્! સર્વજ્ઞ છો તોપણ તમારા વચન ઉપર મને વિશ્વાસ થાતો નથી, અને ઉલટો જ્ઞાતિના વધ જન્ય શોક બળાત્કારથી મને બાધ કરેછે. હે પિતામહ! વાલ્હા પુત્ર, પૌત્ર, પિત્રિઓ, પિતામહાઓ, ભાણેજો, જ્ઞાતિઓ, ભાઇઓ અને નાના દેશથી આવેલા પ્રિય રાજાઓનો, રાજ્યમાં લુબ્ધ થઇ મેં વધ કરાવ્યો. વળી જે ધર્મિષ્ટ રાજાઓ, જેણે મુખ્ય મુખ્ય યાગો કર્યા છે, તેને મારીને હવે હું કહી ગતીને પામીશ? સિંહ સરખા રાજાઓ રહિત આ પૃથ્વીને જોઇ અને તેની ચિંતાથી રાત્રિ દિવસ મારો દેહ બળયા કરેછે. પતિ, પુત્ર, અને ભાઇઓ રહિત થયેલી જે ઉત્તમ સ્ત્રીઓ તેની શી અવસ્થા થાશે? રાત્રિદિવસ ટીટોડીની પઠે વિલાપ કરતી સ્ત્રીઓનો શબ્દ સાંભળી કોણ જીવવાને સામર્થ્યવાળો થાય? આવાં ક્રૂર કર્મ કરી જ્ઞાતિનો વધ કરનાર મને ત્રૈલોક્યના રાજ્યનો લાભ હર્ષ કારક થાતો નથી.

વૈશંપાયન કહેછે—હે જન્મેજય! એવી રીતે શોક અને દુઃખમાં આર્ત થઇ વિહ્વળ થયેલા યુધિષ્ઠિર રાજાને પરમ કૃપાથી વ્યાપ્ત થઇ ફરીથી આવું વચન કહેછે.

વ્યાસ કહેછે—હે યુધિષ્ઠિર! અતીત વસ્તુનો શોક કરવા

લાયક નથી, અને વળી ફરીથી કહું તે તમે સાંભળો. જેમ સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા પદાર્થો જાગ્યા પછી વૃથા છે, તેમ જે રાજાઓ રણભૂમિમાં મરણ પામ્યા છે, તે બધા વૃથા છે. જે મરણ પામ્યા છે તેને વાસ્તે પૃથ્વીનાં જેટલાં રત્ન, હાથીઓ, અને ઘોડાઓ અર્પણ કરીયે તોપણ તે પાછા મળતા નથી. તેને હણનાર તમે, ભીમસેન, કે અર્જુન નથી, કેવળ પોતાનાં કરેલાં કર્મના ફળથી મરણ પામ્યા છે, હે પાર્થિવ ! તેઓના કાળના તમે હેતુ માત્ર છો. પ્રાણી પ્રાણીની સાથે યુધ્ધ કરેછે તેમાં જે પુણ્ય અને પાપ તેમજ તેનું સુખ દુઃખ જે ફળ છે તે કાળ કરેછે એમ જાણો.તે કાળને કોઇ પ્રિય કે, શત્રુ નથી. કર્મસાક્ષી જે પ્રજાપતિ છે તેપણ કાળથી નાશ પામેછે. હે રાજા ! તેના પણ નાશનો હેતુ કર્મ છે તેને તમે ચિંતવન કરો; જેનાથી મૃત્યુ વશ થાયછે. તમારો અને નિયમ વ્રતવાળાઓનો કાળજ કારણ જાણવો. માટે ધર્મમાં પ્રધાનભૂત જે તમે તેને મોહ ઘટતો નથી. એવા પ્રકારની કર્મની ગતિ છે; તેમાં મનુષ્ય શું કરી શકે? જેમ પોતાનું કર્મ પ્રેરણા કરે તેમ તે ચાલેછે. ઘણું કરીને મનુષ્યની બુદ્ધિ કર્મને અનુસરી ચાલેછે, જેમ જેમ ચાલેછે તેમ તેમ ભાવી કર્મના ફળને ભોગવેછે. આ ગંભીર કાળરૂપી સમુદ્રમાં મૃત્યુ, રોગ, અને જરારૂપ ગ્રાહથી ડુબતો કોઇ પુરૂષ પોતાના આત્માને જાણતો નથી. બ્રહ્માશિલ્પિએ ઘડેલાં પ્રાણિરૂપ કાચાં ઠામ પોતાના કર્મરૂપ ઇંધનમાં કાળ રૂપ અગ્નિથી પાકે છે. પિતા રૂપ બીજ, અને માતા રૂપ ક્ષેત્રમાં વૃષ્ટિ રૂપ

શુભાશુભ કર્મથી જેમ જેમ પ્રાણીરૂપ અન્ન આ લોકમાં પેદા થાયછે તેમ તેમ કાળ કાપી નાંખે છે. હે જનેશ્વર ! એવી રીતે આ પૃથ્વીનો ક્ષય કાળ-કૃત છે, એમ જાણી શાન્તિ, અને બંધુના વધથી ઉત્પન્ન થયેલા શોકને ત્યાગ કરવું.

વાસુદેવ કહેછે—હે નૃપોત્તમ ! આ વ્યાસ મુનિ ત્રિકાળ જાણનાર, અને તારૂં હિત ચાહનાર જે કહેછે તે તમે કરો. જે અજ્ઞાની પુરૂષો છે તે શોક, અને દુઃખમાં ગ્રસ્ત થઇ ઘણાકાળ પર્યંત શોક કરેછે, અને મહત્પુરૂષો તો ક્ષણમાત્ર શોક કરેછે.

વૈશંપાયન કહેછે—હે જન્મેજય ! વ્યાસાદિ ઋષિઓયે તેમજ કૃષ્ણ ભગવાને, બોધ દીધો; તોપણ ન સમજી ગ્રહથી યુક્ત ચંદ્રમાની પેઠે ભાઇઓથી વિંટાઇયેલા યુધિષ્ઠિર કુરૂક્ષેત્રમાં ભીષ્મપિતામહ પાસે ગયા.

सतैः परिवृतः श्रीमान् ग्रहैरिव निशाकरः ॥
दुःखेन च समाविष्टो जगामाथ पितामहं - १ ॥

इतिश्री इतिहाससमुच्चये गुर्जरभाषायां श्येनजिदाख्यानं नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## अध्याय २ जो. 38176

जन्मेजय उवाच.

गांगेयस्य समीपस्थो भ्रातृभिः सहितस्तथा ॥
एतदाख्याहि मे ब्रह्मन् किं चकार युधिष्ठिरः ॥ १ ॥

જન્મેજય પુછે છે—હે બ્રહ્મન્ ! ભાઇઓ સહિત યુધિષ્ઠિર

રાજા ભીષ્મપિતામહની સમીપ બેસી શું કરવા લાગ્યા ? તે મને કહો.

વૈશંપાયન કહેછે-હે જન્મેજય ! વ્યાસે તેમજ મહાત્મા કૃષ્ણ ભગવાને સમઝાવ્યા તોપણ શોક, અને પરિતાપથી ભીષ્મપિતામહને ફરીથી પુછેછે.

યુધિષ્ઠિર પુછેછે—હે દેવવ્રત ! મહાભાગ ! સત્યધર્મપરાયણ ! પાપ કરવાથી અનંત દુઃખદાયક કયા લોકને પામીશ ? હે પિતામહ ! તમે જો મારૂં પ્રિય ઇચ્છતા હો તો મહા ઘોરપાપથી મુકાંઊ તેમ મને શિખામણ આપો ?

ભીષ્મપિતામહ કહેછે—હે યુધિષ્ઠિર ! તમે પરતંત્ર થઇ કેમ માનો છો કે, હું મારૂં છઊં ? હે મહાભાગ ! કર્મની ગતિ તો સૂક્ષ્મ, અને અતીન્દ્રિય છે. કર્મનો કર્ત્તા મન છે, એમ મહાત્મા પુરૂષો કહેછે; માટે જેણે જેવું કર્મ કર્યું હોય તેણે તેવું ફળ ભોગવાયછે, થાવાનું છે તે થાયછે, અન્યથા થાતું નથી; માટે એ ચિંતારૂપ ઝેરને નાશ કરનારૂં ઔષધ કેમ પીતા નથી ? આ ઠેકાણે ઇતિહાસ છે તે તમને કહી બતાવું છું, જેમાં મૃત્યુ અને ગૌતમીનો, તથા પારાધી અને સર્પનો સંવાદ છે.

એક ગૌતમી નામે વૃધ્ધ બ્રાહ્મણી હતી, જે પોતાના અશ્રમમાં હમેશાં રહેતી, જેના એકજ પુત્રને અદૃષ્ટથી સર્પે દંશ કર્યો, તેટલામાં અર્જુનક નામે એક પારાધી હતો તે બ્રાહ્મણીના બાળકને પ્રાણવગરનો જોઇ ક્રોધથી તે સર્પને ચાંબડાનાં દોરડાથી બાંધીને ગૌતમીની પાશે લઇ આવ્યો અને કહ્યું કે, હે મહાભાગે ! આ તારા દીકરાને નાશકરનાર

અધમ સર્પને બાંધી લઇ આવ્યો છઉં. હવે કહો તેમ કરૂં.

બ્રાહ્મણી કહેછે—હે વ્યાધ ! આધિ, વ્યાધિ, અગ્નિ, ભય, શસ્ત્ર, ભુખ, સર્પ, પશુ, જળ અને પતન એમાંથી જે જેને અદૃષ્ટમાં છે તેમાં તેનું મૃત્યુ થાયછે. પાપી ઉપર પાપ નકરે એ સાધુનું લક્ષણ છે કેમકે પાપી છે તે તો પોતાના પાપથીજ નાશ પામે છે; તેની ઉપર તમે પાપ કરવાની કેમ ઇચ્છા કરો છો ?

લુબ્ધક કહેછે-હે શોભને! પાપીને ઘાત કરવાનો દોષ થાતો નથી એમ નીતિ શાસ્ત્રમાં લેખ છે માટે શિશુનો ઘાત કરનાર આ સર્પનો હું ઘાત કરી નાખું.

ગૌતમી કહેછે—હે લુબ્ધક ! સારૂં કરનારની ઉપર સારૂં કરનાર પુરૂષ સુલભ છે, પણ નરસું કરનારની ઉપર સારૂં કરનાર પુરૂષ તો દુર્લભ છે. જે મનુષ્ય અન્યને દુઃખ દેછે તે દુઃખને પામેછે; માટે દુઃખથી ભય રાખનાર પુરૂષે કોઇને દુઃખ દેવું નહી.

ભીષ્મપિતામહ કહેછે—હે યુધિષ્ટિર ! ગૌતમીયેં સર્પના વધથી નિવૃત્ત થાવા પારાધીને વારંવાર કહ્યું તોપણ લુબ્ધક, સર્પને મારવાની મતિ કરેછે. જે મનુષ્ય આહારમાં યોનિમાં [ માતા વિષે ] તથા બીજમાં [ પિતા વિષે ] પવિત્ર છે, તે મનુષ્ય કષ્ટાવસ્થામાં આવ્યો હોય, તોપણ તેની પાપમાં મતિ રમતી નથી. પાપકર્મ ઉપર પ્રીતિવાળા મનુષ્યને વિદ્વાન્ સમઝાવે તોપણ તે નિવૃત્ત થાતો નથી. કારણ કોયલાને ઘસવાથી નિર્મળતા થાતી નથી. પૂર્વના સહસ્ર જન્માંતરનાં કરેલાં કર્મની જે બુધ્ધિ છે, તે બુધ્ધિને જં-

તુ અનુસરે છે, તેને ઉપદેશ દેવો નિરર્થક છે. તે પછે તે પન્નગ દુ:ખથી શ્વાસ લેતો, અને યમના પાશથી પીડા પામી મનુષ્ય વાણીથી મંદ વચન કહેછે.

પન્નગ કહેછે—હે અર્જુનક! આમાં લેશ-માત્ર મારો દોષ નથી. પરંતુ એવા હુંને મૃત્યુ દેવનાએ પ્રેરણા કરી તેથી આ બ્રાહ્મણના દીકરાને દંશ કર્યો છે. મેં ક્રોધથી કે કામનાથી કર્યો નથી માટે તેનું પાપ તેને માથે છે.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! એમ જ્યારે મૃત્યુપ્રેરિત ભુજંગે વચન કહ્યું ત્યારે મૃત્યુદેવતા આવી આવું વચન કહેછે.

મૃત્યુ કહેછે—હે પન્નગ! કાળે પ્રેરણા કરેલ મેં તમને પ્રેરણા કરી છે, તો આ શિશુના વિનાશનો હેતુ કાળ છે. હું પણ નહીં અને તમે પણ નહીં. હે સર્પ! આકાશમાં અને પૃથ્વીમાં જે સ્થાવર કે જંગમ વસ્તુ છે તે સર્વ કાળ વશ રહેલ છે, એથી આખું જગત્ કાળમય છે. જે માણસ કાળના ઝપાટામાં આવેલ છે તેને મંત્ર, તપ, દાન, મિત્ર અને બાંધવાદિ કોઇ રક્ષા કરવાને સમર્થ નથી. તેમાં પણ ત્રણ વસ્તુ તો એવી છે કે જેને કાળપાશમાંથી નિવૃત્ત કરવાને કોઇ સામર્થ્યવાન્ થતો નથી. "વિવાહ, જન્મ અને મરણ" જ્યાં જેનાં થવાં માંડયાં હોય; ત્યાંજ તેનાં તે તે સ્થાનમાં થાયછે. આકાશમાં વાદળાં વાયુને વશ થઇ જેમ ભમેછે તેમ સર્વ જગત્ કાળવશ છે.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! તે પછે ધર્માર્થના સંશયમાં કાળદેવતા પોતે આવીને પન્નગ, મૃત્યુ અને પારાધી સાંભળતે ગૌતમીને આવું વચન કહેછે. હું, મૃત્યુ, પારાધી અને

પન્નગ આના જન્મ મરણના હેતુ નથી, કેવળ પ્રયોજક છઇએ. હે અર્જુનક ! આણે જે કર્મ કર્યું છે, તે તેનું પ્રેરક હેતુ છે; માટે આપણે બધા કર્મ વશ છેએ.. કર્મના સંબંધથી ભાગીદાર, સગાઓ અને બાંધવો મળેછે. સુખ દુઃખમાં પુરૂષને પ્રેરણા કરનાર કર્મજ છે. જેમ સોનારૂપાના રસને જેવા ઓઠામાં ગોઠવાયછે તેવું બીબું ઉઠેછે, તેવી રીતેં પૂર્વેનાં કરેલાં કર્મથીજંતુ ફળ પામેછે. આયુષ્ય, આચરણ, વિત્ત, વિદ્યા અને મૃત્યુ એ પાંચ વસ્તુ ગર્ભમાં રહે ત્યાંથીજ દેહિને અર્થે સૃજાયછે. કુંભાર મૃત્તિકાના પિંડથી જે જે પાત્રની ઇચ્છા કરે તે તે પાત્ર બનાવે, તેમ પૂર્વેનાં કરેલાં કર્મ કર્ત્તા પુરૂષને પ્રાપ્ત થાયછે. દેવ, મનુષ્ય, પશુ, પક્ષિ, પેટે ચાલનારાં પ્રાણી અને સ્થાવરપણું કર્મથી પમાય છે. વૃક્ષો જેમ પોતાની ઋતુના સમયમાં ફળ, ફુલને ઉત્પન્ન કરેછે, તેમ પ્રાણી પૂર્વનાં કરેલાં કર્મને અનુસરે છે. સેંકડો ગાયોના ટોળામાંથી જેમ વાછડું પોતાની માને ગોતી કાઢેછે તેમ કરેલાં શુભાશુભ કર્મ, કરનારને પ્રાપ્ત થાયછે. તે કર્મનો ઉપભોગ વગર નાશ થાતો નથી. જે પુરૂષ પૂર્વે કરેલાં કર્મના અન્યથા કરવાની ઇચ્છાથી દોડેછે, તેની આગળથીજ અદૃષ્ટ દોડે છે. સુવે તો ભેળું સુવે છે, ઉભે તો તેની સાથે ઉભે છે, કર્મ કરે તો તેની સાથે પડછાયાની પેઠે ચેષ્ટા કરેછે. તડકો અને છાંયો જેમ પરસ્પર બંધાણેલ છે તેમ કર્મ અને કર્ત્તા પરસ્પર ભેળાં છે એમાં કાંઇ સંશય નથી. ગ્રહ, રોગ, ઝેર, પાણી, રાજા અને પક્ષ્યાદિકથી જે પીડા પામેછે, તે પોતાનાં કર્મથીજ છે. જ્યાં જેને સુખ અને

દુઃખ ભોગવવું છે ત્યાં તે પુરૂષ દૈવરૂપ દોરીથી બંધાઇને બલાત્કારથી દોરાય છે; માટે પ્રાણીને સુખ-દુઃખ ઉત્પન્ન થવાનું કારણ દૈવજ પ્રમાણ છે. જાગતાં અને સુતાં પણ કર્મ વગર બીજું કાંઇ ચિંતવન કરવાનું નથી. જે વસ્તુની કોઇએ રક્ષા કરી નથી, પણ દૈવે જો રક્ષા કરી છે, તો તે વસ્તુ હમેશાં ટકી રહેછે, અને જેની કોઇએ રક્ષા કરી હોય તોપણ તે વસ્તુ દૈવથી અરક્ષિત છે, તે વસ્તુ નાશ પામેછે. જેમ કોઇ અનાથ પુરૂષ વગડામાં રખડતો જીવેછે, અને કોઇને ઘરમાં યત્નથી રક્ષા કરી હોય તો પણ નાશ પામેછે. જેમ પૃથ્વીમાં વાવેલાં નાનાં પ્રકારનાં બીજ અને રત્ન એક વખત વાવેછે તેમાંથી બીજને લણેછે, અને રત્ન છે તે સ્થિર રહેછે; તેમ કર્મ પ્રાપ્ત થાયછે. તેલના ક્ષયથી દીવો જેમ નાશ પામેછે, તેમ કર્મના ક્ષયથી પ્રાણીના શરીરનો નાશ થાયછે; માટે સત્પુરૂષોયે કર્મના ક્ષય થાવાથી મૃત્યુ કહેલ છે. હે બ્રાહ્મણિ ! તારા દીકરાના નાશનો હેતુ હું, મૃત્યુ, લુબ્ધક અને પન્નગ નથી. સુખ, દુઃખ, જન્મ અને મર ણનું કારણ આ પોતે શીશુજ છે. જેમ અગ્નિનું કારણ અરણી [ મંથન કાષ્ટ ] છે.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર ! એમ જ્યારે ગૌતમી બ્રાહ્મણીને વચન કહ્યું ત્યારે તે પોતાના કર્મથી પ્રત્યક્ષ દેખાતા લોકને માની અર્જુનક પારાધીને આવું વચન કહેછે.

ગૌતમી કહેછે–હે અર્જુનક ! આના મરણના હેતુ કાળ, ભુજંગમ અને મૃત્યુ નથી, પોતાના કર્મથી આ બાળક નાશ પામ્યો છે. મેં પણ એવું કર્મ કર્યું હશે કે જેથી મારો પુ-

ત્ર મરણ પામ્યો. હે કાળ ! હે મૃત્યો ! તમે જાઓ. હે અ-ર્જુનક ! પન્નગને મુકી દે.

ભીષ્મ કહેછે-હે યુધિષ્ઠિર ! એવાં ગૌતમીનાં વચન સાંભળી કાળ, મૃત્યુ અને ભુજંગમ જેમ આવ્યા હતા તેમ પાછા ચાલ્યા ગયા. અર્જુનક પારાધીને રોષ ઉતરી ગયો અને ગૌતમી શાંત થઈ. હે ભારત ! તમે પણ શાંત થઇ ચિંતા કરો માં, અને પોતાના કર્મથી પ્રત્યક્ષ દેખાતા ત્રણ લોકને જાણો. આ પરસ્પર યુદ્ધાદિક કર્મ તમે કર્યું નથી તેમ દુર્યોધનાદિકે પણ કર્યું નથી; થી સર્વ રાજાઓનું મરણ થયું તે અદૃષ્ટને લીધે બન્યું છે.

વૈશંપાયન કહેછે-હે જન્મેજય ! એવી રીતનાં વચન સાંભળી ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા શોકને ત્યાગ કરી સ્વસ્થ ચિત્ત થયાં. જે બુદ્ધિમાન્ પુરુષ આ ઉત્તમ ગૌતમીના આખ્યાનને શ્રવણ કરીને યથાર્થ જાણે તો તે જ્ઞાનવાન્ થાય.

य इदं शृणुयान्नित्यं गौतम्याख्यानमुत्तमम् ॥
सुबुद्धिमानिदं सर्वं ज्ञात्वा ज्ञानी भवेन्नरः ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिर संवादे गुर्जरभाषायां युधिष्ठिरशोकापनयने गौतम्याख्यानं नाम द्वितीयो ऽध्यायः ॥ २ ॥

## अध्याय ३ जो.

वैशंपायन उवाच ॥

इत्युक्तवति भीष्मे तु कृष्णे च यदुनंदने ॥

स राजा राजशार्दूलो भीष्मं पुन रभाषत ॥ १ ॥

વૈશંપાયન કહેછે—હે જન્મેજય ! એમ ભીષ્મે જ્યારે કહ્યું અને યદુપુત્ર કૃષ્ણે કહ્યું ત્યારે રાજશ્રેષ્ટ યુધિષ્ઠિરે ભીષ્મને ફરીથી પુછ્યું.

યુધિષ્ઠિર પુછેછે—હે તપોધન ! દાન અને તપ એ બેમાંથી શું દુષ્કર છે, અને મરણ પછી કેવું મ્હોટું ફળ મળે છે, એ વાત મને કહો ?

ભીષ્મ કહેછે—હે રાજન્ ! પૃથ્વીમાં દાનથી બીજું કાંઇ દુષ્કર નથી. આ વાત લોકમાં સાક્ષીભૂત પ્રત્યક્ષજ દેખાયછે. ' પોતાના પ્રિયપ્રાણને અને સ્નેહીને ત્યાગ કરી લોભને લીધે દ્રવ્યની આશાથી સમુદ્રમાં અથવા વનમાં પ્રવેશ કરેછે અને કેટલાક સેવારૂપ નીચની ચાકરી કરેછે; તેમજ હિંસામય અને બહુ ક્લેશદાયક ખેડ કરેછે ' હે પુરૂષશ્રેષ્ઠ! એવી રીતે દુઃખથી ભેગા કરેલા નાણાનો ત્યાગ કરવો પ્રાણથી પણ કઠિન છે. હે મહારાજ ! પોતે ન્યાયથી ભેગા કરેલા દ્રવ્યનો શ્રધ્ધાથી વિધિ પ્રમાણે સત્પાત્રને વિષે ત્યાગ કરે તો તે દાનનો અંત આવતો નથી. જે શ્રધ્ધા છે તે સર્વ કામનાને સ્રવનારી, પવિત્ર, વિશ્વરૂપી અને સંસારને તારનારી ધર્મની પુત્રી છે. જે શ્રધ્ધાથી ધર્મ સિધ્ધ થાયછે. તે ધર્મ દ્રવ્યના સમુદાયથી સિધ્ધ થાતો નથી. રાજાઓ ધન સંપન્ન છત્તાં નરકમાં ગયા છે અને મુનિઓ નિર્દ્રવ્ય છત્તાં શ્રધ્ધાથી સ્વર્ગમાં ગયા છે. આ ઠેકાણે પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો. પૂર્વે કુરૂક્ષેત્રમાં ધર્માત્મા શિલોંછ [ ખેતરમાંથી ખેડુલોક દાણા લઇ ગયા પછી દાણા વીણી લેવા તે

'શિલ' વેપારી લોકોએ દાણાના પાલા ઉપાડી લીધા પછી દાણા વીણી લેવા તે 'ઉંછ' ] વૃત્તિથી નિર્વાહ ચલાવનાર, શાંત, અતિથિપ્રિય, વેદાધ્યનસંપન્ન, સત્યબોલનાર, નિંદા રહિત, ક્રોધજીત, સાક્ષાત ધર્મમૂર્ત્તિ હોય એવા મુદ્‌ગલ નામે ઋષિ હતા, જેણે ઉંછ વૃત્તિથી એક પક્ષમાં દ્રોણમાત્ર [ કચ્ચો અધમણ ] વ્રીહિ ભેગી કરી અને તે બ્રાહ્મણે પોતાની દારા અને પુત્ર સહિત પક્ષને અંતે હોમ કરી અતિથીને જમાડી શેષ અન્ન જમવાની ઇચ્છા કરેછે તેટલામાં તે બ્રાહ્મણનું અદ્‌ભુત કર્મ સાંભળી ઉન્મત્ત રૂપ, અને નગ્ન થઈ તેમજ નાના પ્રકારની વાણી ઉચ્ચારણ કરતા દુર્વાસા તે મુદ્‌ગલ ઋષિની પાશે આવી આવું વચન કહેછે હે મુને ! અન્નની ઇચ્છાથી હું અતિથિ આવ્યો છઊં એમ જાણો.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ટિર ! તે પછે મુદ્‌ગલ ઋષિ તેને પ્રસન્ન થઇ તેનું પૂજન કરી મધુર વચનથી તૃપ્ત કરતા હોય એમ કહેછે.

મુદ્‌ગલ કહેછે–હે બ્રહ્મન્ ! આજ હું ભાગ્યવાન્ થયો; મારો મનોરથ સંપૂર્ણ થયો કેમકે ઉત્તમ બ્રાહ્મણ મારે ઘેર સમય પ્રમાણે પધાર્યા. તમારા આગમનથી ઉત્પન્ન થયેલ જે હર્ષ તેથી વ્યાપ્ત થયેલ ચિત્તવાળા મને મ્હોટો ઉત્સવનો દિવસ હોય એમ ભાસેછે.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ટિર ! એવાં વચન કહી ધર્મવેત્તા મુદ્‌ગલે શિલોંચ્છ વૃત્તિથી ભેળું કરેલું અન્ન હર્ષથી અર્પણ કર્યું. તે પછે દુર્વાસાએ શ્રધ્ધાથી આપેલું અન્ન જમીને

શેષ અન્ન પોતાને શરીરે ચોપડીને જેમ આવ્યા તેમ ચાલ્યા ગયા. અને જ્યારે પર્વકાળ થયો, ત્યારે પાછા આવી અન્ન જમેછે, એમ છ વાર સમગ્ર અન્ન જમ્યા; તોપણ તેના મનને વિકાર પમાડવાને સમર્થ ન થયા. તેમજ ક્રોધ, કૃપણતા, અપમાન અને મત્સર ઉત્પન્ન કરવા સમર્થ ન થયા; ઉલટી તેની શુધ્ધ ભાવના જોઇ પ્રસન્ન થઇ ધર્મના તત્વને જાણનાર અને જ્ઞાનથી નિષ્પાપ થએલા મુદ્ગલ ઋષિને આવું વચન કહેછે.

દુર્વાસા કહેછે– હેમુને! આ લોકમાં તમ સરખો દાતા કોઇ થયો નથી અને થાશે પણ નહી. કેમકે, દુર્જય જે ક્ષુધા છે તેને મટાડે અને ધૈર્યને ઉત્પાદન કરે, તેજ સ્વર્ગને જીતેછે, અને તેથી [ ક્ષુધા જીતવાથી ] દુર્જય કામ, ક્રોધ, લોભ, મદ, ચાડી, ઇર્ષ્યા, કપટ અને કૃપણપણું જીતાયછે. તમે કર્મથી લોક જીતીને પરમ ગતીને પામશો. અહો! આ મ્હોટું તમારૂં દાન છે, જેથી તે સ્વર્ગવાસી દેવતાઓ, મનુષ્યો સિધ્ધ, ગંધર્વો, અને જેટલા પૃથ્વીના ગોળમાં રહ્યા છે તેઓને તૃપ્ત કરેછે. હે મુને ઇંદ્રિયોનો જય, ધૈર્ય, તપ, સત્ય, ક્ષમા, શમ, દયા, દાન અને દમ, એટલા સ્વાભાવિક ગુણ તમમાં રહ્યા છે. ચરાચર સમસ્ત લોક ધર્મથી ધારણ થાયછે અને ધર્મ પણ તમ સરખા સ્થંભથી ધારણ રહેછે.

મુદ્ગલ કહેછે–હે મુને! હું ધન્ય છઊં, આજ અનુગ્રહવાન્ થયો કેમકે સત્પુરૂષની સાથે જે સમાગમ તે સર્વ પાપને હરણ કરનારો છે.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર! દુર્વાસા ઋષિ એમ કહેછે,

તેટલામાં દિવ્ય રત્નથી વિચિત્ર, ઝિણી ટોકરીઓના સમૂ-,હથી શોભિત, સર્વકામનાની સમૃધ્ધિથી યુક્ત, તેજોમય અને કામના પ્રમાણે ચાલનાર વિમાનમાં બેશી દેવદૂત મુ-દ્ગલ પાસે આવી આવું વચન કહેછે. હે બ્રહ્મર્ષે ! આ વિ-માનમાં બેસો, તેમજ પોતાના કર્મથી મેળવેલી સિધ્ધિને પ્રાપ્ત થાઓ, સ્વર્ગમાં ઇંદ્રસહિત દેવતાઓ, અને પવિત્ર બ્રહ્મર્ષિઓ, મનના ઉત્સાહથી તમારાં દર્શનની આકાંક્ષા રાખે છે.

મુદ્ગલ કહેછે—હે દેવદૂત ! સત્પુરૂષોની સાથે સાત ડગ-લાં ચાલવાથી મિત્રાઇ થાયછે એમ માહાત્મા કહેછે, માટે વિશ્વાસથી હિત વાસ્તે હું પુછું છઉં કે સ્વર્ગમાં વસના-રાને ગુણ કેટલા અને દોષ કેટલા છે એ કહો? તે સાંભળી મ્હારૂં જે હિત હોય તે કરૂં.

દેવદૂત કહેછે—હે મહર્ષે ! તમારી બુધ્ધિ સારગ્રાહક છે, તો હું વિચાર કરી ઘણા પુરૂષોએ માનેલું સ્વર્ગનું ઉત્તમ સુખ કહું તે સાંભળો. સ્વર્ગમાં, સર્વ કામનાને આપે એવાં ચોમેર રહેલાં વૃક્ષોથી શોભિત, નંદનાદિ રમ્ય ઉપવનો છે, અપ્સરાના ગણથી સેવન કરેલ સર્વ રત્નથી વિચિત્ર, ઇ-ચ્છા પ્રમાણે ચાલનાર, મધ્યાન્હના સૂર્ય સરખાં તેજસ્વી, મોતિના જાળીયાથી યુક્ત, ચંદ્રના મંડળ સરખા ધોળાં, સુવર્ણ યુક્ત શય્યા, અને આસન વાળાં વિમાનમાં બેશી સુકૃત કરનારા પુરૂષો સ્વર્ગ લોકમાં જઇને સર્વકામના-ની સમૃધ્ધિથી ભરપૂર, અને સર્વ દુઃખથી રહિત થઇ, જેમ સુખ થાય તેમ વિચરે છે, નાસ્તિકો, ચોરટાઓ,

ઇન્દ્રિયોને વશ ન કરનારા, ઘાતકીઓ, ચાડિયાઓ, કૃતઘ્નીઓ, અભિમાની, અહંકારી; ક્રોધી, લોભિયા, અને દાંભિકો તેમાં જતા નથી. સાચું બોલનારા ચોરિથી રહિત, તપસ્વિયો, શૂરવીરો, દયાવાળા, સહનશીલો, યજન કરનારા અને દાનશીલો સ્વર્ગમાં જાયછે. જેમાં રોગ, જરા, મૃત્યુ, શોક, ટાઢ, તડકો, ભુખ, તરશ અને ખેદ કોઇને થાતો નથી. હે મુદ્ગલ ! એટલા અને બીજા ઘણા સ્વર્ગના ગુણો છે. હે વિપ્ર ! એમાં જે દોષ છે તે હવે સાંભળો. શુભ કર્મનું સમગ્ર ફળ ત્યાં ભોગવેછે, અને ફરીથી શુભ કર્મ ત્યાં બનતું નથી, એ મહાન્ દોષ છે. પારકી ઉજવળ લક્ષ્મીને જોઇ મનમાં અસંતોષ થાયછે, અને સુખમાં આસક્ત મનવાળાઓનું અચાનક પૃથ્વીમાં પડવું થાયછે. આંહી જે કર્મ કરેછે, તે ત્યાં ભોગવે છે; હે બ્રહ્મન્! આ કર્મ ભૂમિ છે, અને સ્વર્ગ છે તે ફળભૂમિ કહેવાય છે.

મુદ્ગલ કહેછે—હે દેવદૂત ! તમે સ્વર્ગલોકનો ખરેખર મહાન્ દોષ કહ્યો; હવે નિર્દોષ અને શાશ્વત જે સ્થાન હોય તે મને કહો?

દેવદૂત કહેછે—હે મુને ! બ્રહ્માના લોકથી માંડી જેટલા લોક છે તે બધા દોષરૂપ છે; માટે વિવેકી પુરૂષો સ્વર્ગની ઇચ્છા કરતા નથી, અને બ્રહ્માના સદનની ઉપર શુદ્ધ, સનાતન, જ્યોતિરૂપ, જેને પરબ્રહ્મ કહેછે એવું વિષ્ણુનું પરમ પદ છે. જે પરમ પદને વિષય, દંભ, લોભ, મદ, ક્રોધ અનેમોહથી વ્યાપ્ત થયેલા જે મૂઢ પુરૂષો છે તે તેવા

લોકમાં જાતા નથી. અને જે નિર્મમ, નિરહંકાર, નિર્ધન, જિતેન્દ્રિય, અને ધ્યાનયોગમાં પ્રીતિવાળા જે વિષ્ણુભક્ત છે તે જાયછે. હે મુને ! જે વાત તમે મને પુછી તે વાત મેં કહિ બતાવી. વિમાનમાં બેસો અને સ્વર્ગમાં તાકીદથી પધારો.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર! એવાં તેનાં વચન સાંભળી દેવદૂતને મુગદ્લ આવું વચન કહેછે. હું સ્વર્ગમાં આવીશ નહીં, તમે સુખેથી જાઓ , અને મારા વચનથી ઇન્દ્રાદિદેવતાઓ અને બ્રહ્મર્ષિઓને તમારે વંદના કરવી, અને ક્ષમાપના કરવી. એવી રીતે ધર્માત્મા મુદ્ગલ ઋષિ દેવદૂતને એવાં વચન કહી પુનરાવૃત્તિલક્ષણ ભૂત જે સ્વર્ગ તેમાં નિસ્પૃહ થઇ, સર્વ કામનાને ત્યાગ કરી, ધ્યાનયોગપરાયણ થયા. તેમજ એકાંત નિવાસ, આહાર રહિત, મમતા રહિત, અહંકાર રહિત, સર્વ દુઃખ સહનશીલ, સર્વપ્રાણી ઉપર હિત ચાહનાર, ઇન્દ્રિયો અને ચિત્તને નિગ્રહ કરી અને જે ચિત્ત છે તેને જીવાત્મામાં રોકી, તે પછી જીવાત્માને પરમાત્માની સાથે એકતા કરી ચિત્તની એકાગ્રતારૂપ યોગનો આશ્રય કરી દેવતાઓને દુર્લભ, જગતનું કારણ, કૂટસ્થ, અને નારાયણરૂપ અચલ જે પદ છે તેને પામ્યા; માટે હે રાજેન્દ્ર તમે પણ ન્યાયાર્જિત ધનને દાનમાં આપો, અને દાનથી જ્ઞાન પામી સિદ્ધિ પામશો. આ ઉત્તમ મુદ્ગલ ઋષિના આખ્યાનને જે કોઇ નિરંતર સાંભળે તે સર્વ પાપથી મુક્ત થઇ વિષ્ણુ લોકમાં જાય છે.

य इदं शृणुयान्नित्यं मुद्गलाख्यानमुत्तमम् ॥

विमुक्तः सर्वपापेभ्यो विष्णुलोकं स गच्छति ॥ १ ॥
इतिश्री इतिहाससमुच्चये गुर्जरभाषायां भीष्म युधिष्ठिर संवादे मुद्गलोपाख्यानं नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

# अध्याय ४ थो.

## वैशंपायन उवाच.

कथयंतं हि तीर्थानां प्रभावानद्भुतां स्तथा ॥
लोमशं धर्मतत्त्वज्ञं पर्यपृच्छद्युधिष्टिरः ॥ १ ॥

વૈશંપાયન કહેછે—હે જન્મેજય! તીર્થોના અદ્ભૂત મહિમાને કથન કરનાર અને ધર્મના તત્વને જાણનાર લોમશ ઋષિને યુધિષ્ઠિર પુછે છે હે તપોધન! જે પ્રાણી ભયથી પીડિત થયેલ્ને શરણે આવે તેની જે રક્ષા કરે તેને જે પુણ્ય થાય તે તમે મને કહો.

લોમશ કહેછે—હે યુધિષ્ઠિર! પૂર્વે દેવતાઓએ તોળવાના સાધનમાં એક ભાગમાં સર્વ યજ્ઞો અને સમગ્ર દક્ષિણા મુકી અને એક ભાગના ત્રાજવામાં ભયથી બીનેલા પ્રાણીનું પ્રાણ રક્ષણ મુક્યું; તે બેઉમાં જે પ્રાણ રક્ષણનું ત્રાજવું છે તે અધિક થયું. આ ઠેકાણે પુરાતન ઇતિહાસ કહું જેમાં ઇંદ્ર, અગ્નિ અને ઉશીનરદેશના શિબિ રાજાનો સંવાદ છે. એક સમયે શિબિ રાજાનો યજ્ઞ થવા માંડયો તેના સમયમાં શિબિ રાજાની પરિક્ષા લેવા વાસ્તે ઇંદ્ર શકરો થઇ અને અગ્નિ હોલો થઇ યજ્ઞમાં આવ્યા. તેમાં હોલો હતો તે શકરાના ભયથી વિહ્વળ થઇ શરણાગતને ર-

ક્ષા કરનાર રાજાની પાસે આવી છપ્યો. તે પછે શ્યેન રૂ-
પી ઇંદ્ર ધીમેથી રાજાની પાસે આવું વચન કહેછે.

શ્યેન કહેછે હે રાજા ! તમે સર્વ ધર્મિષ્ટ રાજામાં પ્રખ્યાત
છો, કૃતઘ્નોને દાનથી, ખોટું બોલનારને સત્યતાથી, ક્રૂર
કર્મિને ક્ષમાથી, અસાધુને સાધુતાથી જય કરોછો. ઘણું ક-
રી સર્વ પ્રાણી ઉપકાર કરનાર પ્રત્યે પ્રત્યુપકાર કરે છે; તમે
તો અપકાર કરનારની ઉપર ઉપકાર કરો છો, અહિતેચ્છુ-
ની ઉપર હિતેચ્છુ, પાપી ઉપર અપાપી અને દોષ જોના-
રના ગુણને ગોતનાર તમે છો; માટે વિધાતાયેં નિર્માણ ક-
રેલો આ ભક્ષ્ય છેતો ક્ષુધાથી પીડીતને આપી સંતોષ કરો.
લોભથી ધર્મને હણી આ ધર્મવિરૂધ્ધ કર્મ કરવાને કેમ ઇચ્છા
કરોછો ? હે નરેશ્વર ! સર્વ પ્રાણીના આહાર સર્વ પ્રાણીઓ
છે, અને આહારથી સર્વ જંતુ જીવે છે. જો મારો આહાર
તમે લોપશો તો મારા પ્રાણ નાશ થાશે; અને મારા મૃ-
ત્યુ પછવાડે મારાં પુત્ર દારાદિ વગેરે મરી જાશે. તમે એક
હોલાના પ્રાણ બચાવી અમારા બધાના પ્રાણને કેમ રક્ષા
કરતા નથી ? જે ધર્મ ધર્મને બાધ દેછે તે ધર્મ નથી. જે
વિરોધ વગરનો ધર્મ છે તેનેજ સત્પુરૂષો ધર્મ કહેછે; મા-
ટે જયાં ધર્મનો વિરોધ આવે ત્યાં તેનું ગુરૂ લાઘવ વિચા-
રીને, જેનું અધિકપણું હોય તેનો વિચાર કરી ધર્મનો
નિર્ણય કરો.

રાજા કેહેછે—હે શ્યેન! તમે સાંભળો તમ વિના બીજુ કોઇ
પક્ષી ધર્મને કહેનાર કે સાંભળનાર નથી. ભયભીત પ્રાણીને
અભય દેનારા પુરૂષો તો જગતમાં દુર્લભ છે. અને સો-

ર્ણુ, ગાય, પૃથ્વી આદિ દાન દેનારા તો આ જગતમાં સુલભ છે. મ્હોટા મ્હોટા યજ્ઞાદિનાં ફળ તો કાળના પરિણામથી ક્ષય પામેછે; પણ ભયભીતને અભયદાન દેવાના ફળનો નાશ લેશ પણ થાતો નથી. મેં દાનનો, યજ્ઞનો, તપનો અને તીર્થ સેવાનો મહિમા સાંભળ્યો છે, પણ અભય દાનના સોળમા ભાગને પહોંચતો નથી. સર્વ પ્રાણીને પોતાના પ્રાણ વહાલા છે; માટે ભયથી ત્રાસ પામેલાના પ્રાણને બુધ પુરૂષોએ રક્ષા કરવી. જે માણસ લોભથી, દ્વેષથી અને ભયથી શરણે આવેલાનો ત્યાગ કરે તો તેને બ્રહ્મહત્યા સમ પાપ લાગેછે એમ મહત્પુરૂષો કહેછે. આ પક્ષિ દુઃખથી એમ માને છે કે, હું મરી જાઇશ , એ અનુમાનથી આના મરણની રક્ષા કરવી યોગ્ય છે. હે શ્યેન ! જો તારે આહાર સારૂ યત્ન હોય તો તુંને ઇષ્ટ આહાર બીજો આપું.

શ્યેન કહેછે—હે રાજા ! વિધાતાએ અમારો આ કપોતજ આહાર રચેલ છે, તો આને મુકીને બીજાનો આહાર કેમ કરિયે ? વળી કહેલ છે કે “ श्येनाः कपोतान्बाधंते श्रुतिरेषा सनातनी ॥ ” શકા હોલાને દુઃખ દેછે એમ ચાલતી માણસોની કહેવત છે. હે રાજા ! તમે સરસડાના ઝાડને ત્યાગ કરી ?કળના સ્થંભ ઉપર કેમ ચડો છો

રાજા કહેછે—હે વિહંગમ ! હું, કુત્સિતશાસ્ત્રના માર્ગે કદાપિ ચાલનાર નથી. શાસ્ત્રમાં એમ કહ્યું છે કે “ धर्मः सत्यदया परः ” સત્ય અને દયા તેજ પરમ ધર્મ છે. સર્વ પ્રાણીને સર્વસ્વ-દાન દેવાથી પણ દયા એકજ વિશેષ છે.

જે પ્રાણી કાયા, વાણી અને મનથી સર્વ પ્રાણીનું હિત કરનારા અને દયાવાળા છે તે બ્રહ્મ લોકમાં જાયછે. ચાલતાં, ઉભતાં, જાગતાં અને સુતાં સર્વ પ્રાણીના હિતની ચેષ્ટા નથી કરતો તેની ચેષ્ટા પશુના સરખી જાણવી. કોઇ વધ થાતા પ્રાણીને જોઇ જે ઉપેક્ષા કરેછે, તે ઘોર નરકમાં પડે છે, એમ વિવેકી પુરૂષ કહેછે. જેમ તમે આત્માને પ્રિય જાણોછો તેમ પરનો પણ આત્મા પ્રિયછે, એમ જાણીને આ કપોતનુ જીવીત રક્ષા કરો. હે શ્યેન ! તમારે જોતું હોય તો મારૂં રાજ્ય, અથવા બીજું કાંઇ ભક્ષ્ય એક હોલા વગર માગો.

શ્યેન કહેછે—હે રાજા! જો તમારે હોલા ઉપર દૃઢ ભક્તિ હોય તો હોલા બરોબર તમારૂં માંસ આપો.

રાજા કહેછે—હે શ્યેન ! બહુ સારૂં હ્યો મારૂં માંસ આપું છઊં, કેમકે, આ જગતમાં ક્ષણવિનાશી અને અધ્રુવ શરીરથી જે ધ્રુવ ધર્મને મેળવતો નથી તે મૂઢ પુરૂષ શોચ કરવા લાયક છે.

શ્યેન કહેછે—હે નરેશ્વર! હું બીજાના માંસની યાચના કરતો નથી, જો આપોતો તમારૂં માંસ હોલા બરોબર આપો.

રાજા કહે છે—હે વિહંગમ ! જેમ તમે કહોછો તેમજ હું કરવા ઇચ્છા ધારૂંછું, જે કરવાથી આ હોલાના પ્રાણ બચે.

લોમશ કહેછે—હે યુધિષ્ઠિર ! એવાં વચન કહિ પોતાનું માંસ તોડીને હોલાની સાથે તોળવા લાગ્યા. તે તોળતાં વેત જે તરફ હોલો છે તે તરફનું લાજવું અધિક થયું; રાજાએ હસીને ફરીથી માંસ તોડીને લાજવામાં નાંખ્યું તોપણ પુરૂં થયું નહિ. તે પછે જ્યારે શરીરમાંથી માંસ

ખુટી ગયું ત્યારે પોતેજ તે ત્રાજવામાં બેઠા. એવી રીતે ઉશીનર દેશના રાજા જ્યારે ત્રાજવામાં બેઠા કે આકાશમાં દેવતાઓના દુંદુભિ નામનાં નગારાં વાગ્યાં. અને અંતરિક્ષથી પુષ્પ વૃષ્ટિ પડી. તેટલામાં તે રાજાની ધર્મબુધ્ધિ જોઇ ઇંદ્ર પ્રત્યક્ષ થઇ આવું વચન કેવા લાગ્યા. હે રાજા! તારૂં કલ્યાણ થાઓ, હું ઇંદ્ર છઊં, હોલો અગ્નિ દેવતા છે. અમે બે જણાઓ તમારી પરિક્ષા લેવા વાસ્તે તમારા યજ્ઞમાં આવ્યા છૈએ. તમે જે કર્મ કર્યું તે કર્મ કોઇએ પૂર્વે કર્યું નથી અને કરશે પણ નહિ. હે નૃપ! પોતાના કર્મરૂપ દૃઢ પાશથી આખું જગત બંધાણું છે તેમાં તમે દુઃખથી છોડાવવા સારૂ મ્હોટી દયા કરી. જે માણસ પોતાના પ્રાણથી પારકાં માણને બચાવે છે, તે માણસ જન્મમરણ રહિત લોકમાં જાયછે. પશુ પણ પોતાના દેહનું પોષણ કરી જીવે છે. જે પારકાને વાસ્તે જીવેછે તેનું જીવિત વખાણવા લાયક છે. જેમ ચંદન પોતે ઘસાઇને પણ અન્યને શીતળતા કરેછે તેમ સંત પુરૂષો પારકા ઉપકાર સારૂ પોતે દુઃખિત થઇ હિત કરેછે. જેની બુધ્ધિ પારકા ઉપકારમાં છે અને પોતાના સુખની સ્પૃહા નથી એવા તમ સરખા સત્પુરૂષો આ જગતના હિતને અર્થે ઉત્પન્ન થાયછે. હે રાજા! તમે દિવ્ય રૂપ ધારણ કરી, પૃથ્વિની પાળના કરી અને ઇતર લોકને ઉલ્લંઘન કરી બ્રહ્મલોકમાં જાશો.

લોમશ કહેછે—હે યુધિષ્ઠિર! એવી રીતે ઇંદ્ર અને અગ્નિ કહિ સ્વર્ગ લોકમાં ચાલ્યા ગયા. તે પછે તે રાજા યજ્ઞ સમાપ્ત કરી દેવતાની પેઠે ઘણાક કાળ આનંદ પામ્યા. આ-

શિબિ રાજાના ચરિત્રને જે સાંભળે તે પાપને ધોઈ સ્વર્ગ લોકમાં જશે. શિબિ રાજા પણ નાશવંત શરીરને જીતી, સર્વ પ્રાણીને દુર્લભ જે શરિર દાનને આપી પારકા જીવનું રક્ષણ કરી ત્રણ લોકને પુજવા લાયક બ્રહ્મલોકમાં ગયા.'

विचिंत्य राजा स्वशरीरमध्रुवं ध्रुवं यशः सर्वजनस्य दुर्लभं ।
शरीरदानात्परजीवरक्षणं विधाय लोकत्रयभूषणं ययौ । १।

इतिश्री इतिहाससमुच्चये गुर्जरभाषायां भीष्म युधिष्टिर संवादे कपोताख्यानं नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

# अध्याय ५ मो.

युधिष्टिर उवाच.

के देशाः सुमहापुण्याः का नद्यः के च पर्वताः ॥
सेव्या धर्मार्थिभिर्नित्यं तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ટિર પુછેછે—હે પિતામહ ! ધર્માત્મા પુરૂષોએ સેવન કરવા લાયક મહા પવિત્ર દેશ, પવિત્ર નદીઓ અને પવિત્ર પર્વતો કોણ કોણ છે તે મને કહો ?

ભીષ્મ કહેછે—હે યુધિષ્ટિર ! આ ઠેકાણે પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો, જેમાં ઉચ્છવૃત્તિ બ્રાહ્મણ અને સિધ્ધપુરૂષનો સંવાદ છે. કોઇ એક મહાત્મા સિધ્ધ પુરૂષ ફરતા ફરતા શિલોંછવૃત્તિ બ્રાહ્મણને ઘેર આવ્યા; ત્યારે તેણે યથાવિધિ પ્રમાણે તેનો સત્કાર કરી, આસન આપી, તેની ઉપર બેસાર્યા. તે પછે તમે જે પુછો છો તેજ તેણે પુછ્યું.

ઉચ્છવૃત્તિ પુછે છે—હે સિધ્ધપુરૂષ ! આ પૃથ્વિમાં સ્વા-

ભાવિક પવિત્ર દેશો, પર્વતો, નદીઓ અને આશ્રમ ક્યાં ક્યાં છે તે તમે મને કહેવા લાયક છો ?

સિદ્ધપુરૂષ કહેછે—હે ઉચ્છવૃત્તિ ! ગમે તે દેશ, ગમે તે પર્વત અને ગમે તે આશ્રમમાંથી જ્યાં ગંગાજી વહન કરેછે તે સર્વ પવિત્ર જાણવાં. જે ફળ ગંગાના સંબંધથી પ્રાપ્ત થાયછે તે તપથી બ્રહ્મચર્યથી, યજ્ઞથી અને ત્યાગથી પણ મળતું નથી. આ જગતમાં દુઃખથી ચેતનવગરના અને ઉત્તમ ગતી ગોતનારાને ગંગા વગર બીજી કોઇ ગતી નથી. ગંગાજી સેંકડો પુરૂષોને પોતાનાં દર્શનથી, પાંનથી અને નામ લેવાથી પવિત્ર કરેછે. ગંગાનું નામ લેવાથી, ધ્યાનથી, પાનથી અને સ્નાનથી બે વંશને સંસાર સમુદ્રમાંથી તારે છે. મન, વાણી અને કાયાના પાપથી ગ્રસ્ત થયેલા પુરૂષો ગંગાના દર્શનથી પવિત્ર થાયછે; એમાં કાંઇ સંશય નથી. જે મનુષ્ય કાયાની શુધ્ધિ વાસ્તે એક સહસ્ત્ર ચાંદ્રાયણ કરે અને એક મનુષ્ય ગંગાજળનું પાન કરે તે બેઉ જણાને સમ ફળ થાયછે. જેમ અગ્નિ રૂતના ઢગલાને ભસ્મ કરે, જેમ સૂર્યના ઉદયથી અંધકાર નાશ થાય ; તેમ ગંગાજળના સ્નાનથી પાપમત્રનો નાશ કરેછે. પ્રથમની અવસ્થામાં જે પાપ કર્યાં હોય, અને પછેની અવસ્થામાં ગંગાજીનું સેવન કરે, તે પાપને ધોઇ પરાંગતિને પામેછે. આંધળા, નપુંસક, જડ, અંગ વગરના, પતિત, રોગી અને અંત્યજ વગેરે ગંગાના સેવનથી દેવતાની તુલનાને પામેછે. જે કોઇ મનુષ્ય દૂર રેહેતા હોય, તોપણ ગંગા ગંગા ગંગા એમ બોલે તો તે પરાંગતિને પામેછે. સર્વ

પિતૃગણો તો એવી ઇચ્છા કરેછે કે, 'અમારા વંશનો કોઇ પુણ્યાત્મા ક્યારે ગંગાસ્નાન કરવા જશે? ગંગાના જળથી પિત્રિઓને ક્યારે તૃપ્ત કરશે? જ્યારે તૃપ્ત કરે કે તેનો જન્મ સાફલ્ય થાશે.' ગંગામાં મરણ, કેશવની ભક્તિ અને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થવાં તે અલ્પ તપનું ફળ નથી. પ્રાણના ઉત્ક્રમણના સમયમાં અને કોઇ જગોથી પડી જવાના સમયમાં શ્રદ્ધા યુક્ત થઇ મનમાં ગંગાનું સ્મરણ કરે તો પરમ ગતિને પામેછે. જે મનુષ્યનાં અસ્થિ ગંગાજળમાં જેટલા દિવસ રહે તેટલા હજાર વર્ષ પર્યંત વિષ્ણુ લોકમાં પુજાયછે. જે હેમાળયના શિખરથી હેઠાં ઉતરેછે અને જેને સદાશિવ મસ્તકે ધારણ કરેછે જેનું ત્રિકાળ દર્શિ ઋષિઓ અને સર્વ દેવતાઓ સેવન કરે છે એવાં ગંગાજીને કોણ સેવન ન કરે? વાનપ્રસ્થોએ, સંન્યાસિઓએ, ગૃહસ્થોએ અને બ્રહ્મચારિઓએ સેવન કરેલાં ગંગાનો કોણ આશ્રય ન કરે? દેવતાઓને વરદાન દેનારાં અને સર્વ લોકની પ્રતિષ્ઠા કરનારાં ગંગાને જે સેવન કરે, તે મહાત્મા કૃતાર્થ થાયછે; એમાં સંશય નથી. આવિ રીતે ગંગાના મહિમાનો એક દેશ કહ્યો. સમગ્ર વર્ણન કરવાને હજારો વર્ષ પર્યંત કહ્યા કરે તોપણ તેનો પાર આવતો નથી. કોઇ સમુદ્રના રત્નની, અને મેરૂ પર્વતના કાંકરાની ગણતરી કરી શકે નહિ; તેમ ભાગીરથીના ગુણને કહિ શકતો નથી.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર! ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણ સિદ્ધપુરૂષના એવાં વચનથી બોધ પામી ગંગાની વિધિ પ્રમાણે

ઉપાસના કરી દુર્લભ સિધ્ધિને પામ્યા. માટે હે રાજેંદ્ર ! તમે પણ પરમ શ્રધ્ધાથી ગંગાજીનું સેવન કરો, જેથી સિધ્ધિને પામશો. આ પવિત્ર અને ઉત્તમ ગંગાજીના મહાત્મ્યનો જે કોઇ પાઠ કરશે અથવા શ્રવણ કરશે, તે પરમ ગતિને પામશે.

इतिहासमिमं पुण्यं गंगामहात्म्यमुत्तमम् ॥
यः पठेच्छृणुयाद्वापि स गच्छेत्परमां गतिं ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिर संवादे गुर्जरभाषायां गंगामहात्म्यं नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

# अध्याय ६ ठो.

## जन्मेजय उवाच.

पितामहस्य मे यज्ञे धर्मराजस्य धीमतः ॥
यदाश्चर्य्यमभूत्किंचित्तन्मे ब्रूहि तपोधन ॥ १ ॥

જન્મેજય પુછેછે—હે વૈશંપાયન ! બુધ્ધિમાન્ મારા પિતામહના યજ્ઞમાં જે કાંઈ આશ્ચર્ય થયું હોય, તે મને કહો ?

વૈશંપાયન કહેછે—હે જન્મેજય ! તમારા પિતામહના યજ્ઞમાં જે આશ્ચર્ય થયું તે તમે સાંભળો. બ્રાહ્મણો, ગરીબ લોકો, આંધળા અને કૃપણાદિકને જ્યારે અન્નાદિકથી તૃપ્ત કર્યા, જ્યારે ચારે દિશામાં મનુષ્યના જય જયના પોકાર થાવા માંડયા અને જ્યારે ધર્મરાજાના મસ્તક ઉપર પુષ્પવૃષ્ટિ થવામાંડી; તેટલામાં એક ભોંણમાંથી સુવર્ણના વ-

ર્ણની આકૃતિ વાળું અર્ધ શરીરથી નોળીયું બહાર નીકળી હર્ષ પામી મ્હોટા નાદથી આવું વચન કહેછે.

નકુળ કહેછે– આ પુષ્પ વૃષ્ટિ શા સારૂ પડેછે ? અને જય જયના મહાન્ શબ્દ કેમ થાયછે ? આ યજ્ઞ કુરૂક્ષેત્ર નિવાસી ઊચ્છવૃત્તિ બ્રાહ્મણના પ્રસ્થમાત્ર [ રૂપૈયા ૪૦ ભાર ] સાથુના દાનની બરોબર નથી. એવાં નકુળનાં વચન સાંભળી યજ્ઞમાં બેઠેલા મહર્ષિઓ વિસ્મય પામી નકુળને ભેળા થઇને પુછે છે.

બ્રાહ્મણો પુછેછે–હે નકુળ ! અત્યંત અદ્‌ભૂત આકૃતિવાળા તમે કોણ છો ? અને કયાંથી આવો છો ? અને આ રાજાના યજ્ઞની કેમ નિંદા કરો છો ?

નકુળ કહેછે–હે દ્વિજો ! હું, ક્રોધથી, દ્વેષથી કે, મત્સરથી કહેતો નથી, જેમ પૂર્વનું વૃત્તાંત થયું છે તે સર્વને હું કહિબતાવું; તે તમે સાંભળો. કુરૂક્ષેત્રમાં એક ઊચ્છવૃત્તિ બ્રાહ્મણ હતો તે ષટ્ કર્મ પરાયણ થઇ પોતાની સ્રી, તથા પોતાનો પુત્ર અને પુત્રની સ્રી સહિત નિર્વાહ કરતા રહે છે. એમ કરતાં કોઇ સમયમાં દુકાળ પડયો, જે દુકાળમાં સર્વ પ્રાણીઓ ક્ષુધાની પીડાથી પ્રાણ જવાના કષ્ટમાં પડયાં. આ માહાં તપસ્વી બ્રાહ્મણ પણ પોતાના કુટુંબ સહિત બહુજ દુઃખિત થવા લાગ્યા. એમ કરતાં કોઇ દિવસ યવનો સાથુ પ્રસ્તમાત્ર મળ્યો. તે સાથુને વિધિ પ્રમાણે ચાર ભાગ કરી ભુખથી કૃશ શરીર થયેલાં ચારે જણાઓ જમવાનો આરંભ કરેછે; તેટલામાં કોઇ એક અતિથી આવ્યો, તે અતિથીનું વિધિ પ્રમાણે પૂજન કરી

મનમાં પ્રસન્ન થઇ, તેના મનને પ્રિતીકારક મધુર વચનથી પુછે છે.

બ્રાહ્મણ કહેછે—હે દ્વિજશ્રેષ્ઠ ! હું, ધન્ય છઊં, આજ મારો અનુગ્રહ કર્યો. કેમકે, અતિથીની વેળામાં તમે પધાર્યા તો બહુ સારૂં થયું. હવે અમને સનાથ કરો, બીરાજો અને જમો. જેના ઘરમાં તમ સરખા માહાત્માઓ વિશ્રામ લેછે તેનાં ઘર તથા સ્ત્રી પુત્રાદિકને ધન્ય છે

અતિથિ બ્રાહ્મણ કહેછે—હે વિપ્ર ! જે ગૃહસ્થાશ્રમિ નિર્ધન છત્તાં જેના ઘરમાં અતિથિના પૂજનથી દિવસો શૂન્ય જાતા નથી તે ગૃહસ્થ ભાગ્યવાન્ જાણવો. તેમ કહ્યું છે કે, **तृणानि भूमिरुदकं वाक् चतुर्थी च सुनृता ॥ एतानि तु सतां गेहे नोच्छिद्यंते कदाचन ॥ १ ॥** સત્પુરૂષના ઘરમાંથી આસન, જમિન, પાણી અને ચોથી મનોહર વાણી એટલાનો કોઇદી ઉચ્છેદ થાતો નથી; માટે ગ્રહસ્થે દુઃખિતને શયન, થાકીગયેલાને આસન, તરશાને પાણી અને ભુખ્યાને ભોજન અવશ્ય દેવું.

નકુળ કહેછે—હે બ્રાહ્મણો ! એવાં વચન જ્યારે કહ્યાં; ત્યારે ઉચ્છવૃત્તિ બ્રાહ્મણે અતિથિની યથાવિધિ પ્રમાણે પૂજા કરી પોતાનો ભાગ બ્રાહ્મણને આપ્યો, તે ભાગ જમીને બ્રાહ્મણ તૃપ્ત ન થયા. ત્યાર પછી ભુખથી દુબળી, તપસ્વિની, અને શરીરથી કંપતી સ્ત્રી પોતાના પતિને આવું વચન કહેછે.

બ્રાહ્મણી કહેછે—હે ધર્મજ્ઞ ! આ સાધુ છત્તાં કેમ ઉદાસ થયા છો ? અતિથિને તૃપ્તિ સારૂ મારો ભાગ આપો.

બ્રાહ્મણ કહેછે—હે શોભને ! કીટ, પતંગ અને મૃગાદિક૦

પણ પોતાનાં પોષ્યવર્ગને પાળન કરેછે; માટે આમ કેહવાને તું લાયક નથી. ધર્મ, અર્થ, કામ, ઘરનાં કાર્ય, કોઇ અતિથિની સેવા, સંતાન, પિતૃને સ્વર્ગ અને પોતાને જે સ્વર્ગ એ સર્વ મળવું સ્ત્રીને આધીન છે. જે પુરૂષ સતી સ્ત્રીને પોષણ કરતો નથી; તે પુરૂષ મ્હોટા અપયશ અને નરકને પામે છે.

બ્રાહ્મણી કહેછે—હે પ્રિય! વિધાતાએ સ્ત્રીને 'સહધર્મચારી' નિર્માણ કરેલ છે; માટે આ માહાન્ ધર્મમાં મને બહિર્ભૂત કરવાને તમે લાયક નથી. સ્ત્રીને પતિજ પરમ ધર્મ, દેવતા, પરમ બુદ્ધિ અને પરમ ગતી પણ તેજ છે. સ્ત્રીને જો પતિ પ્રસન્ન થાય તોજ ધર્મ, અર્થ, કામ, યશ અને સ્વર્ગગતિ મળે છે. જે સ્ત્રી કાયા, વાણી અને મનથી પતિને અનુસરી ચાલે છે, તે મ્હોટા ભાગ્યવાળી સ્ત્રીને દેવતાઓ પણ પૂજે છે.

નકુળ કહેછે—હે ઋષિઓ! એવાં વચન કહિ સ્ત્રીયે પોતાનો ભાગ અતિથિને આપ્યો. તે ભાગ અતિથિ જમીને તૃપ્ત જ્યારે ન થયા; ત્યારે ધર્મવેત્તા પુત્રે પિતાને આવું વચન કહ્યું. હે પિતા! અતિથિને સંતોષ સારૂ મારો ભાગ આપો.

પિતા કહેછે- હે પુત્ર! જો તું સો વર્ષનો છ તોપણ મારો બાળક છો અને વળી બાળકને ભૂખ બલિષ્ટ હોય છે; માટે હે પુત્ર તું જમ્ય.

પુત્ર કહેછે—હે તાત! જે પિતા છે તે ગુરૂ, દેવતા અને સનાતન ધર્મ છે. જો પિતા પ્રસન્ન થાય તો સર્વ દેવતા પ્રસન્ન થાયછે: જેની કૃપાથી શરીર, સંપત, સ્ત્રી, સુત અને

લોક પ્રાપ્ત થાયછે; એવા પિતાથી આ જગતમાં બીજો કોણ પૂજ્ય છે ? પેહેલી અવસ્થામાં પિતા પુત્રનું પોષણ કરે છે. અને ઉત્તર અવસ્થામાં પિતાની પુત્ર સેવા કરે છે; માટે મારો પણ સાથુ આ અતિથિને આપો.

નકુળ કહેછે–હે બ્રાહ્મણો ! એવાં વચન કહિ અતિથિને સાથુ આપ્યો. અતિથિ સાથુને જમ્યા તોપણ તૃપ્તિ ન પામ્યા. તે પછે દિકરાની વહુ પ્રસન્ન થઇ સસરાને કહેછે હે મહાભાગ ! આ બ્રાહ્મણને મારો પણ ભાગ આપો.

સસરો કહેછે–હે પુત્રિ ! જે દીકરાની વહુ બાળક હોય, સારાં લક્ષણ વાળી, નિયમ વ્રતથી દુબળી થયેલી અને જે કુળની સંતતીનું હેતુ છે, તેની તો સર્વદા રક્ષા કરવી જોયે. વળી તું સેવા કરવાથી, ભુખથી પિડાએલી તપસ્વીની અને દીન વદન થએલીને જોઈ મારૂં મન પીડા પામેછે.

વહુ કહેછે–હે પુજ્ય ! તમે સ્વામીના સ્વામી છો, દેવના દેવછો અને ગુરૂના ગુરૂછો; માટે તમે ના કહેવાને લાયક નથી. તમારે તો મારી ઉપર અનુકંપા કરી પોતાની ભક્ત છે એમ જાણી શાથુ આપો દીનનો અનુગ્રહ કરો.

નકુળ કહેછે–હે બ્રાહ્મણો ! તે પછે તેનો પણ સાથુ લઇને અતિથિને આપ્યો, તે અતિથિ સર્વના ભાગને જમીને બેઠા; અને તે બ્રાહ્મણ તો કુટુંબ સહિત ક્ષુધાગ્નિથી પરિતાપ પામ્યા, તોપણ મ્હોટો અનુગ્રહ માનતા પર્વતની પેઠે નિશ્ચિંત રહ્યા. તે પછે તે બ્રાહ્મણ ધર્મરાજાના સ્વરૂપથી દર્શન આપી આવું વચન બોલ્યા. હે દ્વિજ ! દમ, તપ, દયા, દાન, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, સત્ય, ક્ષમા, આર્જવ અને જ્ઞાન

એટલાં મારાં શરીર છે; માટે જે મનુષ્ય એકાગ્ર મન રાખી ભક્તિથી જે ભજે તેને હું પ્રસન્ન થઇ ઇચ્છિત ગતીને આપું છું, એ સારૂ હે બ્રાહ્મણ! તમે જે કાંઇ અન્ન ભેળું કર્યું હતું તે સર્વ અન્ન મને અર્પણ કર્યું માટે આંહીથી સ્વર્ગમાં ચાલો. જે તમે મને દાન આપ્યું તે દાનની સ્વર્ગમાં રહેલા સર્વ દેવતાઓ, સિધ્ધો અને બ્રહ્મર્ષિઓ સ્તુતિ કરેછે. તમારો જન્મ સફળ થયો, તમારૂં બ્રાહ્મણપણું પણ સફળ થયું, એમ જેવું ધર્મરાજાએ કહ્યું તેવીજ આકાશથી પુષ્પ વૃષ્ટિ થઇ અને તેથી તેણે સ્વર્ગને જીત્યું. એનો સ્ત્રી, પુત્ર અને દીકરાની પ્રતિવ્રતા વહુ તે પણ ધર્મ સારૂ સુખનો તૃણની પેઠે ત્યાગ કરી સ્વર્ગને જીત્યાં. શ્રધ્ધારૂપી જળમાં બોળેલા દાનથી ધર્મરાજા જેવા તૃપ્ત થાયછે તેવા શ્રધ્ધાવગરના મહાદાનથી તૃપ્ત થાતા નથી. શ્રધ્ધા વગરનું કરવું તે પાપ છે. શ્રધ્ધા છે તે પાપને નાશ પમાડનારી છે. જીર્ણ કાંચળીને સર્પ જેમ ત્યાગ કરે તેમ શ્રધ્ધાવાન્ પુરૂષ પાપનો ત્યાગ કરેછે. ઘણું દેવું તે પણ શ્રધ્ધા વગરનું નાશ પામે છે, શ્રધ્ધાથી જળ પણ અનંતગણું થાય એમ વિવેકી પુરૂષો કહેછે. પૂર્વે રંતીદેવ નામે રાજા હતા તે પણ શ્રધ્ધાથી જળ અર્પણ કરી સ્વર્ગમાં ગયા. ઉશીનર દેશના શિબિરાજા પોતાનું માંસ આપીને સર્વ દુઃખથી રહિત થઇ દેવતાની પેઠે ઘણાક કાળ આનંદ પામ્યા. ઘણાક રાજસૂય યજ્ઞો અને સેંકડો અશ્વમેધ કરવાથી આ સાથુના દાન તુલ્ય નથી. હે વિપ્ર! તમારે વાસ્તે પ્રાપ્ત થએલા આ વિમાનને જુવો. તમે તમારી સ્ત્રી, પુત્ર અને

પુત્રની વહુ સહિત વિમાનમાં બેશી સ્વર્ગમાં ચાલો.

નકુળ કહેછે—હે બ્રાહ્મણો ! એવી રીતનાં સાક્ષાત્ ધર્મનાં વચનથી સંતોષ પામી કુટુંબ સહિત વિમાનમાં બેશી સ્વર્ગ પ્રત્યે ગયાં. તે પછે હું દરમાંથી નીકળી ઉતાવળો થઇ દેવતાઇ પુષ્પયુક્ત સાથુના પાણીમાં આળોટિયો. તે પછે ધર્મની કૃપાથી, મુનીના તેજથી અને દેવતાઇ પુષ્પના મર્દનથી મારૂં એક પડખું સોનાનું થઇ ગયું, પછે મેં મારા મનમાં વિચાર કર્યો કે, હવે આ બીજું પડખું કેમ થાય ? એ વિચાર કરી કેટલાંક તપોવનમાં, તિર્થોમાં અને યજ્ઞોમાં ફરતાં ફરતાં આ ધર્મરાજાના યજ્ઞને સાંભળી સોનાના સરખું પડખું થાવાની આશાયે હર્ષથી આવી બધી યજ્ઞની ભૂમિમાં આળોટિયો તોપણ મારૂં અંગ સોનાનું થયું-નહિ, તેથી તમારી સમક્ષ મેં એવું વચન કહ્યું કે 'આ યજ્ઞ ઊંચ્છવૃત્તિ બ્રાહ્મણના પ્રસ્થ સાથુની બરોબર નથી'.

વૈશંપાયન કહેછે—હે જન્મેજય ! એવાં વચન કહિ નકુળ જેમ આવેલ તેમ ચાલ્યું ગયું. બ્રાહ્મણો પણ એ આશ્ચર્ય જોઇ પોતાને ઘેર ગયા. હે જન્મેજય ! તમે મને યજ્ઞમાં જે આશ્ચર્યની વાત પુછી તે મેં કહિ બતાવી. હે રાજા ! આમાં તમારે વિસ્મય પામવું નહિ. કેટલાક મુનિઓ યજ્ઞ કર્યા વગર કેવળ સર્વ પ્રાણી ઉપર દ્વેષ રહિત, સંતોષ, સાચું બોલવું, કોમળભાવ, ઇન્દ્રિઓનો જય, સહનતા અને તપથી સ્વર્ગમાં ગયા છે. હે રાજા ! તમે પણ દુઃખથી ભેળું કરેલું નાણું થોડું પણ દાન આપો જ દેવાથી મહાન્ ફળ થાયછે. જુવો આ બ્રાહ્મણ નિસ્પૃહાવાન્ થઇ, દા-

થુ આપી કુટુંબ સહિત સ્વર્ગમાં ગયા.

•त्वमेव दुःखार्जितमप्यहो ददस्व राजन्ददतां महाफलं ॥

त्वि हायसक्तून्सकुटुंबनिःस्पृहोजगामसर्वैस्त्रिदिवं पुनर्द्विजः

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिर संवादे गुर्जरभाषायां सक्तुमहिमाकथनं नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

# अध्याय ७मो.

युधिष्ठिर उवाच ॥

केन मृत्यु र्गृहस्थेन धर्ममाश्रित्य निर्जितः ॥

एतन्मे पृच्छतस्तात यथावद्वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે–હે પિતામહ ! કયા ગૃહસ્થે ધર્મનો આશ્રય કરી મૃત્યુને જીત્યો, એ વાત પુછનાર મને જેમ હોય તેમ કહો.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર ! જેવી રીતે ગૃહસ્થે ધર્મનો આશ્રય કરી મૃત્યુને જીત્યું. તેનો આંહી પુરાતનઇતિહાસ છે તે કહું તેને સાંભળો, પૂર્વે ઇક્ષ્વાકુ રાજાના વંશમાં સદ્ગુણથી સંપન્ન દુર્યોધન નામે થયો. જેણે દેવ સરખું રૂપ ધારણ કરી દેવ નદી નર્મદાને પરણવાની ઇચ્છા કરી. જેને વિષે દુર્યોધને ઓધવતી નામે કન્યા ઉત્પન્ન કરી. તે કન્યાને અગ્નિદેવતાએ જ્યારે યાચના કરી ત્યારે દુર્યોધને અગ્નિમાં જેમ ઘીની ધારા અર્પણ કરે તેમ અગ્નિદેવને ઓઘવતી અર્પણ કરી. જેને વિષે અગ્નિદેવતાએ સુદર્શન

નામે પુત્ર ઉત્પન્ન કર્યો. જે સુદર્શન દાનેશ્વરી, સત્યવાન્, ઇન્દ્રિયોને વશ કરનાર અને સાક્ષાત્ ધર્મની મૂર્તિ હોય નહીં એવા થયા. તે પછી નૃગ રાજાના ઓઘવાન્ નામે જે દાદા હતા જેણે ઓઘવતી નામની પોતાની દીકરી સુદર્શનને પરણાવી. તે ધર્માત્મા સુદર્શન ગૃહસ્થે કુરૂક્ષેત્રમાં નિવાસ કરી મૃત્યુને હું, જીતીશ એવી પોતે પ્રતિજ્ઞા કરીને પોતાની ધર્માચરણી સ્ત્રીને કહ્યું કે, હે પ્રિયે! કોઇ દિવસ તારે અતિથીને નિરાશ કરવો નહિ કહ્યું છે કે, अतिथिर्यस्य भग्नाशो गृहात्माति निवर्त्तते ॥ स तस्मै दुष्कृतं दत्वा पुण्यमादाय गच्छति ॥ १ ॥ અતિથિ જેના ઘરથી આશાભંગ થઇ પાછો વળેછે તે અતિથિ ઘરધણીને પાપ દઇ અને તેનું પૂણ્ય લઇને પાછો ચાલ્યો જાયછે. જે માણસ અતિથિનો અનાદર કરેછે તેનાં સત્ય, શૌર્યતા, તપ, અધ્યયન, દાન અને યજ્ઞ વૃથા જાણવાં. અતિથિ જો ગૃહસ્થને પ્રસન્ન થાય તો સર્વ દેવતાઓ પ્રસન્ન થાય. જો અતિથિ વિમુખ તો સર્વ દેવતાઓ તેથી વિમુખ થાયછે; માટે હે સ્ત્રિ! તારે હમેશાં અતિથિને શરીરાદિક અર્પણ કરી સંતોષ પમાડવો, એમાં કાંઇ વિચાર કરવો નહિ. હે કલ્યાણિ! કદિ હું પરદેશ ગયો અથવા સમીપ હોઉં તોપણ તારે અતિથિનું અપમાન કરવું નહિ. જો તું મને પરમેશ્વરરૂપ માનતી હો તો સ્ત્રીએ કાયા, વાણી અને મનથી પતિને અનુસરી રહેવું એટલોજ સ્ત્રીનો પરમ ધર્મ છે એમ માહાત્મા કહેછે, અને તેજ સ્ત્રી આ લોકમાં કીર્તિ અને અંતે પતિના લોકને પામેછે. એવાં પતિનાં વચન

સાંભળી ઓઘવતી વિનયથી પતિને નમસ્કાર કરી મધુર વાણીથી આવું વચન કહેછે હે મહાવ્રત! તમારા વચનથી અન્યથા બીજું કાંઇ કોઇ દિવસ કરનાર નથી કેમકે, સ્ત્રીએ પોતાના પતિનું વચન પાળવું એ પરમ ધર્મ છે. હે તપોધન! આશ્ચર્ય છે કે, ભાગ્યહીન મનુષ્યે ન જણાય એવા ધર્મનો મને બોધ આપ્યો છો જેથી હું ભાગ્યવાળી થઇ. તમે ભરણ કરવાથી ભર્ત્તા, પાળન કરવાથી પતિ, પ્રીતિ દેવાથી સુખદેનાર અને સારી બુધ્ધિ દેવાથી ધર્મદેનાર કહેવાવછો. જેની કૃપાથી કામના, અર્થ, સંપત્, પુત્ર, કીર્ત્તિ અને અચળ લોક પ્રાપ્ત થાયછે. જેથી અન્ય અધિક કયા દેવ છે?

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! તે પછે અતિથિની સેવાથી મૃત્યુ જીતવાની ઇચ્છા કરતા સુદર્શનને જોઇ મૃત્યુ દેવના છિદ્ર જોતા પછવાડે ફરેછે. એમ કરતાં કોઇ દિવસ મહાત્મા સુદર્શન સમિધ સારૂ વનમાં ગયા. મૃત્યુ દેવતા બ્રાહ્મણરૂપ અતિથિ થઇ એકાંતમાં બેઠેલી, પતિવ્રતા અને ધર્મને આચરણ કરનારી ઓઘવતી પાશે આવી આવું વચન કહેછે. હે કલ્યાણિ! તારે સારૂ હું અતિથિ આવ્યો છઉં, તારે જો ગૃહસ્થાશ્રમનો ધર્મ સંમત હોય તો એકાંતમાં મને ભજ. અતિથિ જે મનમાં ઇચ્છા કરે તે તેને અર્પણ કરવાથી જે ફળ મળેછે તે સેંકડો યજ્ઞો કરવાથી મળતું નથી, એમ મહાત્મા કહેછે.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! તે પછે ઓઘવતીએ બીજાં ઘણાંક વર દેવાની ઇચ્છા ધરાવી તોપણ અતિથિએ શરીર

વિના બીજાની ઇચ્છા કરી નહિ. તે પછે તેનો આગ્રહ જોઇ અને પતિના વચનને સ્મરણ કરી પોતે પતિવ્રતા છતાં, મનમાં લાજીને એકાંતમાં ગયાં, તેટલામાં તેના પતિ સમિધ લઇ આશ્રમના દ્વારમાં આવી સ્ત્રીને બરકવા લાગ્યા. તે પછે લાજ પામેલી અને અતિથિએ હાથે સ્પર્શ કરેલી સ્ત્રીએ મનમાં હું ઉચ્છિષ્ઠ [ પરપુરૂષના સ્પર્શ વાળી ] છઊં એમ જાણી ઉત્તર દીધો નહિ. તેથી પર્ણકુટીમાં રહેલા વિપ્રે જવાબ દીધો હે વિપ્ર ! હું આવેલા અતિથિની સાથે તારી સ્ત્રી ઇચ્છા પ્રમાણે રમેછે, જે કામ હોય તે બોલો ? એવા સમયમાં મૃત્યુદેવતા મહાન્ મુદ્ગર ઉગામીને વિચાર કરેછે કે, જો ' આ હીનપ્રતિજ્ઞા થાય તો આ ઘડી તેનો વધ કરીશ ' એમ વાટ જુવેછે તેટલામાં સુદર્શન કાયા, વાણી અને મનથી ઇર્ષ્યાને ત્યાગ કરી હર્ષથી આવું બોલ્યા.

સુદર્શન કહેછે—હે વિપ્ર ! મને પરમ પ્રીતિ છે; માટે તમારી સાથે રતિ સુખ થાઓ ! કેમકે, ગૃહસ્થે અતિથિનું પૂજન કરવું, અને પરમ શ્રધ્ધાથી જે અતિથિનું પૂજન કરેછે; તે મરણ પછે સ્વર્ગમાં જઇ દેવતાઓથી પૂજાયછે. અતિથિને વાસ્તે મારે પ્રાણ, દારા અને જે કાંઇ પદાર્થ જોએ તે તેને દેવો એ મારૂં વ્રત છે. જેવી રીતે બોલેલી મારી વાણી અનૃત ન થાય તે સત્યતાથી દેવતાઓ મને પાલન કરો અથવા દહન કરો. એ વાત સર્વે પ્રાણીના અંતરાત્મા સર્વેશ્વર જાણેછે.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર ! તે પછે દેવતાઓનો બહુ સારૂં બહુ સારૂં એવો હર્ષનો નાદ થયો અને મહાત્મા ધ્રા-

હ્મણના મસ્તક ઉપર પુષ્પ વૃષ્ટિ થઇ. તે પછે પર્ણકુટીથી બ્રાહ્મણ બહાર નીકળી ધર્મરાજાનું સ્વરૂપ ધારણ કરી આવું વચન કહેછે.

બ્રાહ્મણ કહેછે—હે વિપ્ર ! દ્વિજના રૂપથી હું ધર્મરાજા તારી પરિક્ષા લેવા આંહી આવ્યો છઉં, જે ક્રોધને દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને પન્નગ પણ જીતવાને સમર્થ નથી તેને તમે આજ જીત્યો છે. જે સહજ ન કરવાનું કામ કરાવે અને મર્ત્યલોકને ભયકારક એવો પોતાનો કામ શત્રુને વશ કર્યો છે. મૃત્યુ દેવતા હાથમાં મુદ્દગર લઇ તમારે પછવાડે ફરતા તે પણ શાંત થયા. આ પતિવ્રતા તમારાં સ્ત્રીને ત્રણ લોકમાં પાપ દૃષ્ટિથી સ્પર્શ કરવાને કે જોવાને કોઇ સમર્થ થાશે નહિ. જે આ સ્ત્રી તમને અનુસરીને રહ્યાં છે તે પ્રજાને પવિત્ર કરવા સારૂ ઓઘવતી નામનિ નદી થાશે.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર ! એવાં વચન કહિ ધર્મરાજા અંતર્ધાન થઇ ગયા. ધર્માત્મા સુદર્શન પણ મૃત્યુ જીત્યા. તે પછે એક હજાર અશ્વયુક્ત વિમાન આવ્યું તે વિમાનમાં બેશી ઓઘવતી સહિત બ્રહ્મલોકમાં ગયાં. હે રાજા ! એવી રીતે ગૃહસ્થાશ્રમમાં રહિ સુદર્શને અતિથિના પૂજનથી મૃત્યુ જીતાણું; માટે ગૃહસ્થોના અતિથિ ધર્મ, ગુરૂ, દેવ અને ગતિ છે, આ કારણથી હિતેચ્છુ ગૃહસ્થે શ્રદ્ધાથી નિરંતર દેવતાની પેઠે પૂજન કરવું. ભુખ તરશથી વ્યાપ્ત થયેલ કોઇ બ્રાહ્મણ આવીને ન્યાયનું વચન બોલે અથવા અન્યાયનું વચન બોલે તોપણ વિશેષથી ક્ષમાપના કરવી.

કોઇ બ્રાહ્મણે યાચના કરી કે, તેને ગોત્ર, આચરણ, અધ્યન, અને શ્રવણ પુછયા સિવાય અન્ન આપવું. બ્રાહ્મણ થોડું જમે અથવા ઘણું જમે તોપણ અન્ન આપવું. તેને કાંઇ અપ્રિય બોલવું નહિ. જે પુરૂષ સુદર્શનના ચરિત્રને સાંભળે, પાઠ કરે અને શ્રવણ કરાવે તો તે પવિત્ર ગતિને પામે. અગ્નિપુત્ર સુદર્શને પુણ્યકરનાર પુરૂષોને અનેક પ્રકારની સંમત્તિનો હેતુ અતિથિની અખંડ સેવા કરવી તે બતાવીને પોતેપણ ઘર અને સ્ત્રી અતિથિને અર્પણ કરી દીધાં.

अखंडितातिथ्यमनेकसंपदः प्रदर्शयन्पुण्यकृतां सुदर्शनः ॥
गृहंस्वदारांचतथान्यदर्थिने निवेदयामासहुताशनात्मजः ॥

इतिश्री इतिहाससमुचये गुर्जरभाषायां भीष्म युधिष्ठिर संवादे सुदर्शनोपाख्यानं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

## अध्याय ८ मो.

युधिष्टिर उवाच.

कीदृशैः कर्मभिः प्रेत्यगच्छंति नरकं नराः ॥
स्वर्गं च कीदृशैश्चैव तन्मे त्वं वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે–હે પિતામહ ! મરણ પછી કેવાં કર્મથી નરકમાં જાયછે અને કેવા કર્મથી સ્વર્ગમાં જાયછે, એ તમે મને કહેવા લાયક છે

ભીષ્મ કહેછે–હે રાજા ! બ્રાહ્મણો બ્રાહ્મણપણાને મુકી દઇ લોભમાં મોહ પામિ કુકર્મ કરે છે તે મરણ પછી નરકમાં જાયછે. કઠોર, ચાડીયા, અભિમાની, ખોટું

બોલનાર અને છુટા બોલને બોલનારા નરકમાં જાયછે. પારકા નાણાને હરનારા, તેના ગુણની નિંદા કરનારા અને પારકી લક્ષ્મીથી પરિતાપને પામનારા નરકમાં જાયછે. કુવાને, તળાવને, પરબને અને રસ્તાને ભાંગનારા નરકમાં જાયછે. પ્રાણીઓના પ્રાણઘાત કરવામાં પ્રીતિવાળા અને સંન્યાસ લઇને ઘરમાં નિવાસ કરેછે તે નરકમાં જાયછે. પોતાની સમીપે રહેલાં દારા, છોકરાં, ચાકર અને અતિથિને ત્યાગ કરેછે, તેમજ પિત્રિઓ અને દેવના યજનને ત્યાગ કરેછે તે નરકમાં જાયછે. સંન્યાસીઓને, સતી સ્ત્રીઓને વેદને દૂષણ પમાડે છે તે નરકમાં જાયછે. આદિપુરૂષ, સર્વલોકના મહેશ્વર ઇશ્વરને ચિંતવન કરતા નથી તે નરકમાં જાયછે. બ્રાહ્મણોને, ગાયોને, કન્યાને અને કુટુંબને કોઇ કાર્યમાં ત્યાગ કરે તે નરકમાં જાયછે. લાકડાથી, ખીલાથી, કાંટાથી અને પાષાણથી રસ્તાને રૂંધે છે તે નરકમાં જાયછે. સર્વ પ્રાણી ઉપર અવિશ્વાસુ, નિર્દય, અને કપટથી રહે તે નરકમાં જાયછે. આજીવીકાથી દુઃખ પામેલા અને ભોજન સારૂ આવેલા બ્રાહ્મણોની પરીક્ષા કરેછે તે નરકમાં જાયછે. ખેતરની આજીવીકાનો, ઘરનો, પ્રીતિનો અને આશાનો ઉચ્છેદ કરેછે તે નરકમાં જાયછે. જેને પતિવિના બીજું કોઇ શરણ નથી એવી સ્ત્રીના ઋતુકાળને ઉલ્લંઘન કરે તે નરકમાં જાયછે. પોતાના શરીરને વેચનારા, રસ વેચનારા અને ઝેર વેચનારા છે તે નરકમાં જાયછે. જે આશારૂપ પાશથી ખેંચાઇને આવેલા અને ભુખ તરશથી દુબળા

થયેલા અતિથિને અપમાન કરેછે તે ન૦ મદ્ય, માંસ, ખાનારાના અને જુગઠિયાના સંગી છે તે ન૦ પોતાના શરીના મળ [ વિષ્ટાદિ ] અગ્નિમાં, જળમાં બગીચામાં અને ગોંદરામાં નાખેછે તે ન૦ સ્ત્રીના ધનથી જીવેછે અને સ્ત્રીવશ છતાં પોતાની સ્ત્રીની રક્ષા કરતા નથી તે ન૦ જે શસ્ત્ર, બાણ અને ધનુષનો કરનારા અથવા વેંચનારા છે તે ન૦ જે અનાથ, લોભી, ગરીબ, રોગથી પીડિત અને વૃધ્ધની ઉપર દયા કરતા નથી તે મૂઢ પુરૂષો નરકમાં જાયછે. હે રાજા ! એવી રીતે નરકમાં જનારા પુરૂષો મેં તમને કહ્યા અને હવે સ્વર્ગને ભોગનારા કહું તે સાંભળો. જે સત્ય, તપ, સહનતા, દાન અને અધ્યયનને અનુસરે છે તે સ્વર્ગમાં જાયછે. જે હોમ, જપ સ્નાન, અને દેવપૂજનમાં શ્રધ્ધાથી તત્પર રહેછે તે મહાત્મા સ્વર્ગમાં જાયછે. જે માતા પિતાની આદરથી સેવા કરેછે અને દિવસે સુવું વરજે છે તે સ્વ૦ જે સર્વે પ્રાણીની હિંસાથી રહિત અને સર્વની સહાયતા કરનારા તેમજ સર્વના આશ્રયભૂત છે તે સ્વ૦ જે સેવા તપ અને શ્રવણમાં તત્પર રહે છે તેમજ દાન પ્રતિગ્રહથી રહિત છે તે સ્વર્ગમાં૦ જે ભયથી પીડા પામેલા, શોકાતુર, દરિદ્રી અને વ્યાધિથી દુર્બળ થએલા પ્રાણીને દુઃખમાંથી છુટા કરેછે તે સ્વ૦ જે સેંકડો પુરૂષથી વિંટાએલા, સેંકડોને દાન દેનારા અને સેંકડોને રક્ષા કરનારા છે તે સ્વર્ગ૦ જે દ્રવ્ય સંપન્ન, રૂપવાળા અને જુવાન છતાં ઇન્દ્રિયોનેવશ અને ધીરજ રાખેછે તે સ્વ૦ જે સોનું ગાયો, પૃથ્વિ, અન્ન અને વસ્ત્રો દેનારા તે સ્વ૦ જે

પોતે ઉપાર્જિત કરેલાં ઘર, ધાન્ય અને રસને આપેછે તે સ્વર્ગ૦ જે દ્વેષ કરનારના દોષને કોઇ દિવસે નહિ બોલતાં ઉલટા તેના ગુણને કહેછે તે સ્વ૦ જે વેદમાં કહેલા પ્રવૃત્તિ નિવૃત્તિ મારગ પ્રમાણે. ચાલેછે તે સ્વ૦ જે અભ્યાસના બળવગર પ્રિય બોલવાને ન જાણતાં કેવળ પ્રિય વચન બોલનારજ છે તે સ્વ૦ જે ભુખ, તરશ અને શ્રમથી દુબળા થએલાને અર્થે ભાગ કરેછે અને મનુષ્યનો ભાગ આપે તે સ્વ૦ વાપો, કૂપ, તળાવ, પરબ, દેવમંદીર અને આશ્રમને બાંધનારા તે સ્વ૦ અસત્યને વિશે સત્યતા, કઠોરને વિશે કોમળતા અને અહિતેચ્છુને વિશે હિતેચ્છુ વર્તે છે તે સ્વર્ગ૦ ગમે તે કુળમાં ઉત્પન્ન થયેલા ઘણાક પુત્રો સો સો વર્ષની આયુષ્ય ભોગવે પણ જો તે દયા અને ક્રોધ જીત હોય તો તે સ્વ૦ જે વાંઝીયો દિવસ મટાડાવા સારૂ કેવળ ધર્મમાં મતિ રાખીનેજ વર્તે છે તે સ્વ૦ જે પારકાનું રસ્તામાં પડેલું તૃણ પણ ગૃહણ કરતા નથી તે સ્વ૦ જે રાડયો નાખનાર અને સ્તુતિ કરનારની ઉપર તુલ્ય દૃષ્ટિથી જોનાર છે તે સ્વર્ગ૦ જે ચોરના ભયથી ત્રાસ પામેલા બ્રાહ્મણો અને સ્ત્રીઓની રક્ષા કરેછે તે સ્વ૦ જે રણભૂમિમાં સૂરવીર, પોતાના સ્વામીને વાસ્તે જીવીતને ત્યાગ કરનારા, માતૃભક્ત અને કર્યા ઉપકારને જાણનારા છે તે સ્વ૦ જે મન અને ઇંદ્રિયોને રોકવામાં તત્પર તેમજ જણે શોક, ભય અને ક્રોધ ત્યાગ કર્યા છે તે સ્વ૦ જે શરીરને કરડતા માંકડ, જું અને દંશાદિકને મારતા નથી અને ઉલટા પુત્રની પેઠે રક્ષા કરેછે તે સ્વ૦ જે કહેલા વિધિ પ્રમાણે

દ્રવ્યાદિનો સંચય કરેછે અને સર્વ દ્વંદ્વ [સુખદુઃખાદિ] સહન કરનારા ધીર પુરૂષો છે તે સ્વ૦ જે કાયા, વાણી, અને મનથી બીજાને પરિતાપ કરતા નથી અને પોતે શુદ્ધભાવથી વર્ત્તે છે તે સ્વ૦ જે કાયા, વાણી અને મનથી પરદારા સાથે રમતા નથી તે સ્વ૦ જે પોતાની શક્તિ પ્રમાણે નિંદિત કર્મ કરતા નથી અને વેદે કહેલાં કર્મ કરેછે તે સ્વ૦ હે નૃપ ! જેવા કર્મથી ખરાબ ગતિ અને સારી ગતિ પામેછે એ, વાત યથાર્થ રીતે કહિ બતાવી. જે પુરૂષ પારકું અહિત આચરણ કરેછે તે દુઃસહ નરકને ભોગવેછે. અને જે પારકું હિત આચરણ કરેછે તેનું જીવીત સુખદાયક થાયછે અને મુક્તિ તેને દૂર રહેતી નથી.

नरः परेषां प्रतिकूलमाचरन्प्रयाति घोरं नरकं सुदुःसहं ॥
सदानुकूलस्य नरस्य जीवितं सुखावहं मुक्तिरदूरतः स्थिता

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां स्वर्गनरकवर्णनं नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

---

## अध्याय ९ मो.

युधिष्ठिर उवाच.

पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ॥
शरण्यं पालयानस्य यो धर्मस्तं वदस्व मे ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે–હે પિતામહ ! હે મહાપ્રાજ્ઞ ! હે સર્વ શાસ્ત્ર જાણનાર ! શરણે આવેલાને પાળન કરવાનો જે ધર્મ હોય તે મને કહો ?

ભીષ્મ કહેછે—હે મહારાજ ! શરણે આવેલાને પાળન કરવાનો મહાન્ ધર્મ થાયછે એ ધર્મના તત્વને જાણનારા કહે છે. શિબિરાજાઆદિ શરણે આવેલાની પરિપાળના કરિને પરમ સિધ્ધિને પામ્યા છે. વળી સાંભળું છે કે, શરઆવેલા શત્રુને હોલે યથાવિધિ પૂજન કરી પોતાના માંસથી તૃપ્ત કરેલ છે.

યુધિષ્ઠિર પુછેછે— હે પિતામહ ! શરણે આવેલા શત્રુને હોલે પોતાનું માંસ આપી કેમ તૃપ્ત કર્યો અને તે પક્ષી કેવી ગતીને પામ્યો તે મને કહો ?

ભીષ્મ કહેછે— હે રાજા ! આ પાપને નાશ કારક દિવ્ય કથા મુચકુંદ રાજાને ભાર્ગવ ઋષિએ કહેલ છે તે સાંભળો.

ભાર્ગવ કહેછે—હે રાજા ! કોઇ નીંચ આચરણ વાળો, પક્ષિઓનો કાળ સરખો, કાગ સરખો કાળો, કડ પાતળી, ડોક લાંબી, ટુંકા પગ અને મ્હોટા પેટવાળો પારાધી ઘોર વનમાં ફરવા લાગ્યો. જેને કોઇ સ્નેહી, સંબંધી કે બાંધવ નથી. જેના રૌદ્રકર્મથી સર્વ કુટુંબીઓએ ત્યાગ કરેલ છે. જે મનુષ્યો પ્રાણીના પ્રાણની હિંસારૂપ ઘાતકી કર્મથી વર્ત્તે છે તે મનુષ્યો પ્રાણીને ઉદ્વેગ કરનારા સર્પ થાયછે. તે પારાધી હાથમાં પાંજરૂં અને જાળ લઇ પક્ષિઓને છેતરી બાંધી લેતાં કેટલાક કાળ ચાલ્યા ગયા. એવી રીતે સ્ત્રી સહિત વનમાં ફરનાર પારાધીને બીજી આજીવિકા ગમતી નથી. એમ થતાં કોઇ દિવસ મહાન્ વાયુની સુસ્વાટી થવા લાગી; ત્યાર પછે આકાશમાં વાદળાં છવરાઇ આકાશ મંડળને ઢાંકી વિજળીના ચમકાર થવા લાગ્યા. તે પછે

મેઘરાજાએ મુસળધારાથી ક્ષણમાત્રમાં જળમય આખી પૃથ્વી છત્રરાવી દીધી, જેથી ઊંચાણ નીંચાણ જણાતું નથી. કેટલાંક પક્ષિઓ વાયુ અને વર્ષાદના ભયથી છુપી ગયાં અને સિંહ વ્યાઘ્રાદિક પશુઓ તો કોઇ ગુફાનો આશ્રય લઈ સુઇ રહ્યા. વનમાં રહેનારા પ્રાણીઓ તો ભૂખ અને ભયથી વ્યાપ્ત થએલાં વનમાં ફરવા લાગ્યા. તે પાપી પારાધી તો ટાઢથી કંપતો પોતાના આહાર સારૂ આમનો તેમનો ભમવા લાગ્યો, તેટલામાં ટાઢથી ઠાંગરી ગયેલી રસ્તામાં પડેલી હોલીને જોઇ તેને પાંજરામાં નાંખી આગળ ચાલતો થયો. જે પોતે દુઃખમાં પરાભવ પામ્યોછે અને પરને પીડા દેછે તે દુઃખથી છુટતો નથી. તે પારાધી ટાઢથી થરથરાટી પામતો ચાલ્યો જાયછે તેટલામાં એક ઝાડનો જુથ દિઠો. જે મેઘના સરખો ઘટા શવાળો, જેમાં છાયા, ફળ અને નિવાસની ઇચ્છા રાખનારા પક્ષિઓએ સેવન કરેલાને જોઇ આવું કહેછે "આ વૃક્ષનો ઘેરો વિધાતાએ સર્વ પ્રાણીના અને વિશેષથી પક્ષિઓને વાસ્તે સૃજેલ હોય એવો દેખાય છે." એમ બોલે છે તે ક્ષણમાં પુષ્પથી ઉઘડેલ મ્હોટું તળાવ હોય એવું વાદળ રહિત આકાશ સ્વચ્છ દીઠું. તે પછે પારાધી ટાઢથી વિહ્વળ થયેલો દિશા સામુ જોવે છે તો સાંઝનો સમય થવા આવ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, આંહીથી મારૂં સ્થાન દૂર રહ્યું; માટે આ રાત્રી તો આંહીજ રહું એમ વિચારી મસ્તક ઉપર અંજળી કરી વનસ્પતિને આવું વચન કહેછે 'હે વનસ્પતિ! તમારી શરણે આવ્યો છઉં.' એમ કહિ માથા નીચે પાષાણ મુકી હેઠે

પાંદડાં પાથરી, અને મ્હોટા દુઃખથી વિટાયેલો પારાધી કહેછે હે વનદેવતા ! તમારી શરણે છઊં એમ કહિ સુતો.

ભીષ્મ કહેછે– હે રાજા ! તે પછે ઝાડની ડાળ ઉપર બેઠેલો હોલો આગળથી ઉડીને આવેલી સ્ત્રીને ન જોઇ અને સાંજ પડી જાણી કામ, અને શોકથી પરિતાપ પામી સ્ત્રીના વિયોગથી ચિંતવન કરતો આવું બોલે છે.

હોલો કહેછે– અરે ! હે દૈવ ! વાયુ અને વર્ષાદ મ્હોટા થયો; હજી મારી પ્રિયા સ્ત્રી આવી નહિ તેનું શું કારણ હશે ? પુષ્ટ છાતી, મનોહર ગ્રીવા, વિચિત્ર અંગ અને મધુર સ્વરવાળી કાંતા જો ન મળે તો મારૂં જીવિત ત્યાગ કરીશ. અરે ! મારી સ્ત્રીનું કલ્યાણ થાઓ ? દીકરા, દીકરાના દીકરા, દીકરાની વહુ અને ચાકરથી ભરપુર ઘર હોય તોપણ સ્ત્રી વિનો શૂન્ય દેખાય છે. ઘર તે ઘર કહેવાતું નથી. સ્ત્રી છે તેજ ઘર કહેવાયછે . ગૃહણી વિનાનું ઘર અરણ્ય સરખું સમજવું. જ્યારે હું ન જમું ત્યારે જમતી નથી, જ્યારે હું નાહું નહિ ત્યારે નાતિ નથી, જ્યારે હું ઉભું ત્યારે તે ઉભે છે , હુ સુવું ત્યારે તે સુવે છે, જ્યારે હું હર્ષ પામું ત્યારે હર્ષવાળી , હું દુઃખિત ત્યારે દુઃખીયારી, હું પરદેશ જાઊં ત્યારે દીનવદન વાળી, હું ક્રોધ કરૂં ત્યારે પ્રિય બોલનારી છે. પતિવ્રતા અને પતિનું હિતકરનારી સ્ત્રી જેના ઘરમાં છે તે પુરૂષને પૃથ્વિ માં ધન્ય છે. જે ઝાડને તળે સ્ત્રી વસે છે તેજ ઘર છે. મ્હોટા કોટ સહિત ઘર હોય તો પણ સ્ત્રી વગરનું વન સમજવું. ધર્મ, અર્થ અને કામના કાર્યમાં પુરૂષને સ્ત્રી સહાય કારક થાયછે. પતિના પરિશ્રમ, અને

ભૂખને જાણનારી સ્ત્રી છે. રોગથી પીડા પામેલ અને પરદેશમાં વિશ્વાસ કરનારી થઇ પડેછે. સ્ત્રી સમાન કોઇ બંધુ નથી, અને મીત્ર પણ નથી, પીડીત પુરૂષને આ લોકમાં સ્ત્રી સમાન ઔષધ નથી. જેના ઘરમાં માતા અને પ્રિય બોલનારી સ્ત્રી નથી; તેણે વગડામાં જઇને વસવું કેમકે, તેને ઘર છે તે વગડો છે.

ભીષ્મ કહેછે-હે રાજા! એવી રીતે દયા આવે તેવું પોતાના પતિનું વચન સાંભળી પારાધિયે ગ્રહણ કરેલી હોલી આવું વચન મનમાં કહેછે.

હોલી કહેછે-"અહો! હું મ્હોટા ભાગ્યવાળી કે-જે મારા પ્રિયપતિ છે તે મ્હારામાં ગુણ હોય અથવા ન હોય તોપણ વખાણ કરેછે. જેને પતિ પ્રસન્ન થાતો નથી તેને સ્ત્રી ન કહેવી. જેને પતિ પ્રસન્ન થાયછે તેને સર્વ દેવતાઓ પ્રસન્ન થાયછે." હે પતિ! તમને હિતનું વચન કહું તે સાંભળો. આ ટાઢ અને ભૂખથી પીડા પામેલો અને તમારી શરણે આવેલા પારાધીની પ્રાણાદીકના અર્પણથી પૂજા કરો. જે મનુષ્ય બ્રાહ્મણને, લોકમાતા * [ એટલે પ્રજાને પોષણ કરનારાં ] ગાય અને શરણે આવેલાને

* तृणानि शुष्कानि वने चरित्वा पीत्वा स्रुतोयान्यमृतं स्रवंति संरक्षिताश्चोपनयंतिवित्तं गोभिर्न तुल्यं धनमस्ति किंचित् ॥

અર્થઃ—ગાય છે તે જંગલમાં સુકું ઘાસ ખાયછે. અને પાણી પીયે છે. તેમ છતાં સાંજે ઘેર આવીને અમૃત જેવું દૂધ આપે છે. તેથી અનેક તરેહના લાભ થાયછે. તેમજ દ્રવ્ય પ્રાપ્તિ પણ થાયછે. માટે ગાયનું રક્ષણ કરવું, કારણ ગાય જેવું બીજું એકે ધન નથી; એટલુંજ નહિ પણ વળી બૃહત્પારાશર સંહિતામાં કહ્યું છે કેઃ—

ઘાત કરે છે, તેને ત્ર શુનું પાતક સરખું થાયછે. જે આવેલા અતિથિનું યથાશક્તિ પ્રમાણે પૂજન કરતો નથી તેને અતિથિ પાપ આપી અને પૂણ્ય લઇને પાછો ચાલ્યો જાયછે; માટે સર્વ પ્રકારે ગૃહસ્થે અતિથિનું પૂજન કરવું; એ-

---

ऋक्षणोगौ वेंधसा सृष्टा तस्यक्षुत्पादनायच ।
तैरुत्पादितशस्येन सर्वमेतद्विधार्यते ॥
सर्वैतान् पालयेत् यत्नाद्वर्धयेच्चैव यत्नतः ।
जगांति तेन सर्वाणि साक्षात्स्युः पालितानि च ॥

અર્થઃ—કુદરતે બળદનો જન્મ આપવા સારૂ દુનિયામાં ગાય પેદા કરી છે. અને બળદથી ઉત્પન્ન થયેલા અનાજથી મનુષ્ય જીવેછે, માટે જે લોકો ગાય તથા બળદનું યત્નથી રક્ષણ કરે છે તેણે આખા જગતનું પોષણ કર્યું ગણાય છે, માટેજ આર્ય શિરોમણી મહાત્મા પારાશર નિચે પ્રમાણે કહે છે:—

गोवृषाणां विपत्तौ च यावंतः प्रेक्षका जनाः ।
अनिवारयतां तेषां सर्वेषां पातकी भवेत् ॥

અર્થઃ—ગાય અથવા બળદ આફતમાં આવી પડેલા છે, એમ જાણતા છતાં પોતાથી બનતી મહેનત કરી તેનો બચાવ નથી કરતા, તે ગોવધના પાપી થાય છે, તો હજારો ગાયોનો વધ થાય છે તેમ જાણ્યા છતાં મંડળીઓ સ્થાપીને અથવા પોતાની જ્ઞાતી સમુદાયથી અથવા પોતાનાથી બની શકે તેવા ખરા દિલથી જે ઉપાયો નથી કરતા તે પાપના ભાગીદાર છે.

એ સર્વ બાબતો જોતાં એમ સિદ્ધ થાયછે કે, દેશની આબાદીનો ખરો આધાર ખેતી ઉપર છે, તો તે ખેતીના ઉત્પાદકને સાહ્યતા આપવાની જરૂર છે કારણ કે, ખેડુતો ખેતી કરી અનેક પદાર્થો પકવી વિદ્વાનો તથા ધનવાનોની સેવા કરેછે. તો તે ગૃહસ્થોએ તેનું પોતાની વિદ્યાથી અથવા ધનથી રક્ષણ કરવું જોઇએ.

જ પરમ ધર્મ છે, એથી બીજો ધર્મ તે ઉપધર્મ [ પાખંડ-ધર્મ ] કહેછે ;માટે તમારે મારા બંધન નિમિત્ત રોષ કરવો નહિ. હું મારા કર્મથી બંધાણેલી છઊં. દરિદ્રતા, રોગ, દુઃખ, બંધન અને વ્યસન એ સર્વે દેહધારિને પોતાના અપરારૂપ વૃક્ષનાં ફળ છે. માણસને સુખ દુઃખના દાતા તથા નાશ કરનાર પોતાનાં કરેલાં કર્મ સિવાય બીજો કોઇ નથી. એથી મારા બંધનજન્ય દોષને મુકી દઇ ધર્મને વિશે મન ધારણ કરી અતિથિની યથાવિધિ પૂજા કરો. ઉપકાર કરનારની ઉપર સારૂં કરે તેમાં લેશ પણ ગુણ નથી, જે બુરૂં કરનાની ઉપર સારૂં કરે તેને સત્પુરૂષો સાધુ કહેછે. ચંદનની પેઠે કાપનારને સુગંધથી સુખ દેછે.

ભીષ્મ કહેછે– હે રાજા ! એવી રીતે સ્ત્રીનાં ધર્મયુક્ત વચન સાંભળી મ્હોટા હર્ષથી વ્યાપ્ત અને નેત્રનાં જળથી આકુળ પામી, વિધિ પૂર્વક પારાધીની સમીપ જઇને હોલો આવું વચન કહેછે.

કપોત કહેછે–હે ભાઇ ! તમારૂં કલ્યાણ થાઓ ! આવો તમારૂં હું શું કરૂં, આ તમારૂંજ ઘર સમજો; તમારે કાંઇ પરિતાપ કરવો નહિ. રસ્તાથી થાકેલો, ભૂખ્યો અને તરશાનો જે સત્કાર કરતો નથી તે બ્રહ્મઘાતક જાણવો. જે પંચ યજ્ઞની [ વૈશ્વદેવાદિકની ] વિધિમાંથી એક પણ યજ્ઞ કરતો નથી તેને આ લોક કે સ્વર્ગાદિ લોક મળતો નથી. માટે હેભાઇ ! શોકમાં મનને ન જોડી અને વિશ્વાસ રાખી બોલો જે જોશે તે તમને આપીશ.

ભીષ્મ કહેછે–હે રાજા ! એવાં હોલાનાં વચન સાંભળી

પારાધી કહેછે અને ટાઢ બહુજ દુઃખ દેછે, માટે ઉતાવળથી મારી ટાઢ ઉતારો; એવાં તેનાં વચન સાંભળીને હોલો ત્યાંથી ઉડી પર્વતમાં જઇ સળગતું ઉંબાડીયું લઇ આવી તેમાં સુકેલાં પાંદડાં અને કરગઠિયાં નાંખી અગ્નિને પ્રજ્વળિત કરી પારાધીને કહ્યું કે, હે ભાઇ! નિર્ભયથી તમારાં શરીરને તપાડો. એવાં પક્ષિનાં વચન સાંભળી પોતાનાં અંગને તપાવ્યાં. તે પછે અગ્નિના તાપથી સચેત થઇ હોલાને કહેછે. હે વિહંગમ! મને ભૂખ દુઃખ દેછે, માટે ઝટ આહાર મને તમે આપો. એવાં પારાધીનાં વચન સાંભળી હોલો મનમાં વિચાર કરી કહેછે.

કપોત કહેછે– અરે! " વિધાતાએ અમને વનમાં કેવળ પોતાનું પેટ ભરવા શિવાય મુનિઓની પેઠે કાંઇજ સંચય કર્યો નથી, દિન દિન પ્રતિ ચંચુવતી પોતાનું ઉદર પૂરણ કરૂં છઊં. નિર્દ્રવ્ય સાધુ પુરૂષને અભ્યાગતથી જે દુઃખ ઉત્પન્ન થાયછે તે દુઃખ અર્થિને જો થાય તો તે જીવે નહિ. જેને વિધાતાએ કેવળ પોતાનું ઉદર ભરવાનું આપ્યુંછે તેને ધિઃકાર છે, અને જીવેછે તો તેનું જીવતર વ્યર્થ છે. કોઇ સહસ્રનું પોષણ કરે, કોઇ સોનું પોષણ કરે તો કોઇ દશનુંજ પોષણ કરેછે, પુણ્ય વગરના મારે તો પેટ ભરવું પણ દુસ્તર છે; માટે આવી દીનતા ભોગવ્યા વગર સર્વ જીવની આજીવીકારૂપ ફળવાળું વૃક્ષ થાઊં, કે જેનાથી કોઇ પ્રાણી પત્ર, પુષ્પ, ફળ, છાંયા મૂળ, વનકળ અને કાષ્ઠથી પણ વિમુખ-જાતા નથી, એવા વૃક્ષોને ધન્ય છે. જેને એક અતિથિને અન્ન દેવાની સામર્થ્ય નથી તેને ઘરમાં વ-

સવાથી શું સુખછે ? તેટલા સારૂ હવે મારા આત્માને એવો સાધું કે, ફરીથી આવેલા અતિથિને નથિ એમ કહેવું એવો સમય ન આવે ! ”

ભીષ્મ કહેછે—હે રાજા ! એવો વિચાર કરીને હોલો પારાધીને કહેછે—હે લુબ્ધક ! બે ઘડી ખમો તમને હું તૃપ્ત કરીશ. દેવ અને ઋષિના સંવાદમાં પૂર્વે મેં એવો ધર્મ સાંભળ્યો છે કે,‘ દૂરથી આવેલો અને ભૂખ તરશથી વ્યાપ્ત થયેલા અતિથિને જે સત્કાર કરેછે તેનું વ્રત સંપૂર્ણ થાયછે ’ એવાં વચન કહિ અંતરમાં હર્ષ પામી અગ્નિની ત્રણ પરિક્રમા કરી અગ્નિમાં પ્રવેશ કર્યો. તે પછે તે લુબ્ધકે અગ્નિમાં પડેલા હોલાને જોઇ તેની ઉપર કૃપાથી દુઃખિત થઇ આવું વચન કહેછે.

પારાધી કહેછે—અરે ! હે દૈવ ! અકૃતાર્થ બુદ્ધિવાળા મેં જીવીત સારૂ આ કેવું ઘાતકી કર્મ કર્યું ! આ પાપ હું જ્યાં સુધી જીવિશ ત્યાં સુધી મારા હૃદયને બાળ્યા કરશે. જે પાપ કરેછે તેનો આત્મા અપ્રિયરૂપ થઇ પોતાનું કરેલું પાપ પોતાનેજ ભોગવાવે છે. જે મનુષ્ય હિંસાનું ચિંતવન કરેછે, કહેછે અને કરેછે તે પાપી નીચ યોનિમાં અવતાર પામેછે. જે દેહના દુષ્ટ પણાથી પૂર્વ દિશામાં રહેલા પવિત્ર કાંકરાને ત્યાગ કરી સ્મશાનના અપવિત્ર કાંકરા લેવા જોએ છે, અને જેની ઉપર કુતરાઓ નિઃશંકથી દોડાદોડ કરેછે એવી કાયા, પરની પીડાને વાસ્તે જો હોય તો તેમાં કયો સારો ગુણ રહે ? એકે નહિ. વળી મરણ પછે પડયું રહે તો કીડા થાય, બાળેતો ભસ્મ અને કોઇ ખાઇ તો વિષ્ટા થઇ-

થછે. એવા શરીર સારૂ કોણ પુરૂપ પાપ કરે ? અહો ! આ હોલે પોતાનું દેહ અર્પણ કરી ગૃહસ્થાશ્રમિનો આતિથિની સેવારુપ ધર્મ કેવો બતાવ્યો ! શુભ કર્મનો પરિત્યાગ કરી પાપ કર્મમાં પ્રીતીવાળાને ધિઃકાર છે. જે પોતાના સુખ વાસ્તે સર્વ પ્રાણીની હિંસા કરેછે તે જીવે છે તોપણ તેને મૃત સમજવો, અને તે કોઇ દિવસ સુખ પામતો નથી. ખરેખર આ હોલે પોતાનું માંસ આપી ઘાતકી કર્મ કરનારને બોધ દીધો છે. હવે આજથી મારા શરીરને ટાઢ, વાયુ અને તડકાને સહન કરી, તેમજ નાના પ્રકારના ઉપવાસથી જેમ ઉનાળો જળને શોષણ કરે તેમ સુકવી નાખી, તે પછે ઉત્તમ ધર્મનું આચરણ કરીશ. જળ, પર્વત અને આશ્રમ પાપથી પવિત્ર કરતા નથી જણે પોતાના આત્માને [ મનને ] વશ કરેલ છે તેજ પોતાનો બન્ધુ છે, અને જણે પોતાના આત્માને વશ કરેલ નથી તેજ પોતાનો શત્રુ છે. આત્મા વગર આ જગતમાં બિજો કોઇ હિતકારક નથી, માટે પાપથી આત્માને નિવાણ કરવો.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર ! જુવો ધર્મનો પ્રભાવ ધાર્મિષ્ટના સંગથી પાપીની પણ મતિ ધર્મિષ્ઠ થાયછે. તે પછે પારાધીએ લાકડી, જાળ અને પાંજરૂં ભાંગી નાખી હોલીને છુટી મુકી દીધી. તે હોલી અગ્નિમાં પડેલા પતિને જોઇ શોકથી પીડા પામી આવો વિલાપ કરેછે.

હોલી કહેછે—હે કાંત ! તમે મારૂં અપ્રિય કર્યું તે હું જાણતી નથી. તમ સરખા પતિને પામનારી સ્ત્રી ભાગ્યશાળી સમજવી. હે પ્રિય ! તમારી સાથે પુષ્પથી પ્રફૂલ્લિત ઝાડોના

અગ્ર ઉપર, નદીનાં ઝરણમાં અને પર્વતની ગુફામાં વિહાર કરનારી તમ વિના જીવિશ નહિ પતિ વગરની સ્ત્રીને જીવવાથી ફળ નથી. અલ્પ સુખ દેનારા પિતા, ભાઇઓ અને દીકરાઓ છે; પણ પતિ તો ઘણું સુખ દેનારો છે તેની કોણ સ્ત્રી સેવા ન કરે ? જો કોટયાવધિ ધનસંપન્ન હોય, ઘણાક પુત્ર હોય તોપણ પતિ વગરની સ્ત્રી શોચ કરવા લાયક છે. વિધવાને ચંદન, પુષ્પ, નાના પ્રકારનાં અલંકાર, વસ્ત્ર અને સુવાના પદાર્થથી કાંઇ પ્રયોજન નથી. વિધવા સમાન સ્ત્રીને બીજું કોઇ દુઃખ નથી, માટે જે પતિની આગળથી મરણ પામેછે તે સ્ત્રીને ધન્યછે. સ્ત્રી સેંકડો કુટુંબ વાળી હોય પણ પતિ વગરની સ્ત્રી સુખ પામતી નથી. મનનો નિગ્રહ, અભિમાન, કુળમાં મુખ્યપણું અને દેશમાં મુખ્યપણું વિધવાનું નાશ પામેછે. સ્ત્રીએ પતિ દરિદ્રી, વ્યસની, વૃદ્ધ, વ્યાધિવાન્, વિકળ, પતિત (દોષવાન્) અને કૃપણ હોય તોપણ પતિ પરમ ગતિ-દાયક છે. પતિ સમાન બંધુ, સુહૃત્, લોક અને ગતિ સ્ત્રીને બીજો કોઇ નથી.

ભીષ્મ કહેછે–હે રાજા ! એવી રીતે પતિવ્રતા સ્ત્રીએ ઘણોક વિલાપ કરી પ્રજ્વલીત અગ્નિમાં પ્રવેશ કર્યો. તે પછે હોલીયે દેહ ત્યાગ કરી દિવ્ય દૃષ્ટીથી દેવતારૂપ અને દેવતાઇ વિમાનમાં બેઠેલા પોતાના પતિને દીઠા. હોલો પણ વિમાનમાં બેઠેલી અને દિવ્યરુપ ધારણ કરનારી પોતાની સ્ત્રીને જોઇ મ્હોટા હર્ષથી વ્યાપ્ત થઇ સ્ત્રીને મળીને આવું વચન કહેછે. અરે સ્ત્રિ ! આશ્ચર્ય છે કે, ક્ષણમાત્રના દુઃખથી અનંત સુખ મેળવ્યું, તે બહુ સારૂં કર્યું. જે સ્ત્રી

પોતાના પતિ પછવાડે દેહ ત્યાગ કરે છે તે સ્ત્રી મનુષ્ય દેહમાં જે સાડાત્રણ કોટી રોમ છે તેટલા વર્ષ પર્યંત સ્વર્ગમાં વસેછે. જેમ સાપણ દરમાંથી સર્પને ગ્રહણ કરીને બહાર્ય કાઢે છે, તેમ ધર્માચરણી સ્ત્રી દુરાચરણી પતિનો ઉદ્ધાર કરીને સ્વર્ગમાં પોતાના પતિ સાથે આનંદ પામેછે.

ભીષ્મ કહેછે—હે રાજા ! એવી રીતે ધર્માત્મા હોલો કહિ- પોતાની સ્ત્રી સહિત દિવ્ય વિમાનમાં બેશી સ્વર્ગમાં જઇ દેવતાની પેઠે ઘણાક કાળ આનંદને પામ્યા. પારાધી પણ મનમાં પરમ વૈરાગ્ય ગ્રહણ કરી ત્યાંથી ઉત્તરાધી દિશામાં ચાલ્યો નીકળ્યા. કામ, ક્રોધ, દંભ, મોહ, મદ, અહંકાર, નિંદા, અભિમાન અને મત્સર [ પારકું સારું ન દેખવું ] તેને ત્યાગ કરી, તેમજ સુખ દુઃખમાં સમ થઇ, મૃત્તિકા અને સુવર્ણને સમ જોઇ, સર્વ પ્રાણીને અભય આપી, મનને નિશ્ચળ રાખી, વનમાં ફરતાં ફરતાં કેટલાક વનના કાંટાથી ભેદપામેલ શરીરના રૂધીરથી લેપાયેલ, તેમજ ઘોરવનમાં ફરતાં અદૃષ્ટને લીધે વાંસના ઘસાવાથી ઉત્પન્ન થયેલા અગ્નિને જોઇ અંતઃકરણમાં હર્ષ પામી જડ, અંધ અને બેરાની પેઠે શરીરની સ્થિતિ દેખાડી તેને દગ્ધ કરી, પાપ રહિત થઇ વિમાનમાં બેશી સ્વર્ગમાં ગયો. હે યુધિષ્ઠિર ! એવી રીતે હોલો અને પારાધી એ ત્રણ જણાઓ દુષ્કર કર્મ કરી સ્વર્ગમાં ગયા. એ વાત મેં તમારી પાસે કહિ બતાવી. આ પવિત્ર આખ્યાનને જે સાંભળે અથવા પાઠ કરે તે સર્વ પાપ રહિત થઇ વિષ્ણુ લોકમાં જાશે. જે લુબ્ધક મહાપાપી હતો તે પણ અગ્નિમાં પડેલા હોલાને

જોઇ મહાત્માના સંગથી સ્વર્ગમાં ગયો.

कपोतमग्नौ पतितं समाकुलं निरिक्ष्य शांतिं प्रययौ सलुब्धकः
ततः कपोतः प्रययौ तदा दिवं सपापकृच्चैव महात्मसंगतः ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिर संवादे गुर्जरभाषायां कपोताख्यानं नाम नवमो ऽध्यायः ॥ ९ ॥

## अध्याय १० मो.

युधिष्ठिर उवाच ॥

क्लिश्यमानेषु भूतेषु तैस्तैर्भावैः समंततः ॥
दुर्गाण्यतितरंत्येते तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે—હે તપોધન ! સર્વ પ્રાણી પોતના કર્મથી ક્લેશ પામનારાં કષ્ટને કેમ તરે, તે તમે મને કહિ બતાવો ?

ભીષ્મ કહેછે—હે રાજા ! જે કહેલા આશ્રમમાં વિધિ પ્રમાણે વર્ણ જો વર્ત્તે તો તે કષ્ટને તરેછે, જે બીજાઓનું અપમાન કરતા નથી, ઉલટા તેને માન આપેછે, અને પોતે અપમાનથી વ્યથા પામતા નથી તે કષ્ટને તરેછે. જે પરદારાની ઉપર મા, બેન અને દિકરીની પેઠે વર્ત્તે છે તે કષ્ટને તરેછે. જે કોઇના તિરસ્કારથી કોપ કરતો નથી, કોઇએ દુઃખ દીધું તો તેને દુઃખ દેતા નથી; અને સર્વ પ્રાણી ઉપર સમ વર્ત્તે તે કષ્ટને તરેછે. જે યોગાભ્યાસથી શાંત મનવાળા, આત્માના ધ્યાનમાં પરાયણ અને સત્યતામાં રહેલા તે કષ્ટને તરેછે. જે ઇન્દ્રિયોને અને ક્રોધને જીતીને કુમાર અ-

વસ્થામાં અને બ્રહ્મચર્ય અવસ્થામાં તપ તપેછે તે કષ્ટને તરેછે. જેથી કોઇ લોક ત્રાસ પામતા નથી અને સર્વનો ઉપકાર કરી પોતાની બરોબર જુવે છે તે કષ્ટને તરેછે. જે પરદ્રવ્યની આશાથી નિવૃત્ત થઇ કાયા, વાણી અને મનથી પારકી લક્ષ્મીને જોઇ પરિતાપ પામતા નથી તે કષ્ટને તરેછે. જે પારકા માંસથી, દ્રવ્યથી અને મદીરાથી નિવૃત્ત પામેછે તે કષ્ટને તરેછે. જે પ્રાણત્યાગના સમયમાં પણ સત્ય બોલે છે તે કષ્ટને તરેછે. જેનું બળ દુર્બલને અર્થે, દ્રવ્ય દાનને વાસ્તે, ભણવું ઉત્તમ આજીવીકા સારૂ છે તે કષ્ટને તરેછે. જે કોઇએ ગ્રહણ ન કરેલું અને રસ્તામાં પડેલા તૃણાદિકને પણ લેતા નથી તે કષ્ટને તરેછે. જે આદિ, મધ્ય અને અંતથી રહિત, જગતની ઉત્પત્તિ અને લય કરનાર મહેશ્વર દેવની ભક્તિ કરેછે તે કષ્ટને તરેછે. દુઃખરૂપી ભમરી, અજ્ઞાનરૂપ ધારા, ધર્મ અને અધર્મરૂપ જળ, ક્રોધરૂપ કીચડ, મદરૂપ ગ્રાહ, લોભરૂપ પરપોટા, મોહથી ગંભીર અને અસત્યરૂપ જળપાન કરવાથી શોભિત સંસાર સમુદ્રમાં ડુબતા પુરૂષને વિષ્ણુ એકજ તારનારા છે તેને જે ભજે છે તે કષ્ટને તરેછે. જે પરમેશ્વર સંબંધી સ્તોત્રપાઠાદિકનો પાઠ કરે અથવા સંભળાવે છે તે કષ્ટને તરેછે. હે ભારત ! મનુષ્યો જેવી રીતે કર્મ કરવાથી મરણ પછે કષ્ટને તરેછે તે વાત યથાર્થ મેં તમને કહિ બતાવી.

एतत्ते सर्वमाख्यातं यथातत्त्वेन भारत ॥
यथा तरंति दुर्गाणि कर्मभिः प्रेत्य मानवाः ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये गुर्जरभाषायां भीष्म युधिष्ठिर संवादे दुर्गतितरणं नाम दशमोऽध्यायः ॥ १० ॥

# अध्याय ११ मो.

## युधिष्ठिर उवाच.

किमर्थं क्लिश्यमाना हि ब्राह्मणा शंसित व्रताः ॥
न राज्ञः प्रतिगृह्णांति तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ટિર પુછેછે—હે પિતામહ! નિયમ વ્રતવાળા બ્રાહ્મણો ક્લેશ પામતા છતાં રાજાનાથી દાન પ્રતિગ્રહ કેમ કરતા નથી, એ તમે મને કહો?

ભીષ્મ કહેછે—હે રાજા! ઘણું કરી રાજાઓ ઐશ્વર્યના મદથી પોતાના ધર્મ પ્રમાણે વરતતા નથી; એટલા વાસ્તે તેનાથી પ્રતિગ્રહ કરતા નથી આંહી. વૃષાદર્ભિ અને સપ્ત ઋષિનો સંવાદરૂપ પુરાતન ઇતિહાસ છે તે કહું તેને સાંભળો. કશ્યપ, અત્રિ, વસિષ્ટ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર, જમદગ્નિ અને સાધ્વી અરૂંધતી તેમજ તેની ચંડા નામે દાસી અને પશુસખ નામે તેનો ભર્તા એ સર્વે તપથી શ્રાંત થઇ સનાતન બ્રહ્મલોકને સમાધીથી જીતવાની આશા રાખી ફરવા લાગ્યા. તે પછે કોઇક કાળે અનાવૃષ્ટિ થઇ. અને સર્વ પ્રજા ક્ષુધાથી પ્રાણ જવાના કષ્ટમાં પડી. એવી રીતે અન્નવગરની આ પૃથ્વીમાં સપ્ત ઋષિઓ પોતાના શરીરના નિર્વાહ સારૂ કોઇકનો મૃત્યુ પામેલો પુત્ર પૃથ્વીના ગર્ત્તમાંથી મળેલો તેને લઇને રાંધવા લાગ્યા. એવી રીતે કષ્ટને પામતા મુનીઓને જોઇ વૃષાદર્ભિ નામે રાજા આવું વચન કહેછે.

વૃષાદર્ભિ કહેછે—હે મુનિપુંગવો! બ્રહ્માયેં બ્રાહ્મણો સારૂ

પ્રતિગ્રહરૂપ અનિંદિત આજીવિકા સુજેલી છે; માટે મારી પાશેથી ગામ, વ્રીહિ, યવ, વસ્ત્ર રત્ન, સોનું પૃથ્વી, રૂપું, અને નાના પ્રકારનાં વાહનોઆદિ જે જોઇએ તે માગો, અને આ શ્રમનું ભક્ષણ કરો માં.

ઋષિઓ કહેછે—હે રાજા! બ્રાહ્મણને રાજાનો પ્રતિગ્રહ મદિરા સરખો છે; માટે એવા પ્રતિગ્રહથી અમને લોભ કેમ પમાડો છો ? દશ સૂના [ જીવના વધનું સ્થાન ] તે એક સૂના એવા દશ સૂના બરોબર એક ચક્રી [ કુંભાર ] એવા દશ ચક્રી સમાન એક ધ્વજી [ ઠેઠ ] દશ ધ્વજી સમ એક વેશ્યા દશ વેશ્યા સમ રાજા છે; માટે તેનો પ્રતિગ્રહ મહાઘોર છે. જે બ્રાહ્મણ લોભના મોહથી પ્રતિગ્રહ કરે તો તામિસ્ત્રાદિ ઘોર નરકમાં પચેછે. માટે હે રાજા! તમારૂં કુશળ થાઓ વાહન સહિત પાછા જાઓ, જે લાલચુ હોય તેને આપો એમ કહિ વનમાં ચાલી નીકળ્યા. તે પછે રાજાની આજ્ઞાથી તેના મંત્રિઓએ સૂવર્ણ ગર્ભિત ઉંબરાનાં ફળ પૃથ્વીમાં વેરણી નાંખ્યાં. તે ઋષિઓ અન્નને ગોતતા ચાલ્યા જાય છે તેટલામાં રસ્તામાં પડેલાં ફળ જોઇ ઉપાડી લીધાં પણ તે ફળ ભારવાળાં જાણી તેઓમાંના અત્રિ ઋષિ આવું વચન કહેછે.

અત્રિ કહેછે હે ભાઇઓ! જે આ સૂવર્ણ ગર્ભિત ફળ અગ્રાહ્ય છે કેમ જે આપણે મૂઢ જ્ઞાનવાળા કે મંદબુધ્ધિવાળા નથી,,જેથી આ ફળને ન ઓળખીયે ? આંહીંજ તેનું ફળ ભોગવીને મરણ પછે નરકને અર્થે કલ્પાય છે, માટે શ્રેયાર્થિ પુરૂષે જે અનર્થ છે તેનો દૂરથી ત્યાગ કરવો.

જેને ધર્મ વાસ્તે દ્રવ્યની ચેષ્ટા કરવી હોય તેણે એમાંથી નિવૃત્ત થાવું એ શ્રેષ્ટ છે. કેમ જે ગારાને ધોવાથી દૂરથી તેનો સ્પર્શ ન કરવો એ ઉત્તમ છે. જે દ્રવ્ય સારૂ ધર્મ સાધે છે તે ધર્મ નહિ પણ અધર્મ કહેવાય છે. જે પરમાર્થ સારૂ દ્રવ્યનો પરિત્યાગ કરે છે તે ધર્મ ભક્તિના લક્ષણવાળો થાય છે.

ભરદ્વાજ કહેછે જેમ જીર્ણાવસ્થા થાય તેમ કેશ, દાંત, ચક્ષુ અને શ્રોત્રાદિક ઇન્દ્રિયો જીર્ણ થાય છે, પણ એક તૃષ્ણા જુવાન થાય છે. જેમ દરજી સોઇથી લુગડાંને શિવેછે તેમ સંસારરૂપી વસ્ત્ર તૃષ્ણારૂપી સોહીથી શીવાય છે. જેમ રૂરૂ નામના મૃગનું શીંગડું કાળના પ્રમાણથી વૃધ્ધિ પામેછે, તેમ વયે પોંહોચતા પુરૂષની તૃષ્ણા વૃધ્ધિ પામેછે; માટે જે તૃષ્ણા છે તે પાર વગરની, દુષ્પૂર, સેંકડો દુઃખને વહન કરનારી અને ઘણા અધર્મવાળી થાયછે માટે તેનો ત્યાગ કરવો એ યોગ્ય છે.

ગૌતમ કહેછે—સંતોષી કોણ મનુષ્ય ફળ મૂળથી પોતાનો નિર્વાહ કરી શકતો નથી? કેવળ ઇન્દ્રિઓની લોલતાથી સંકટમાં પ્રવેશ કરેછે. સંતોષીને સમગ્ર સ્થાનમાં સંપત રહેલીછે. જેમ કાંટારખાં પેહેરેલા પુરૂષને બધી પૃથ્વી ચર્મથી મઢેલી છે. આ લોકમાં દાનનું ફળ પ્રત્યક્ષ મીઠું છે, પણ મરણ પછી કડવું થાયછે; એટલા વાસ્તે અનંત શુભેચ્છક પુરૂષે આ ફળ ગ્રહણ કરવાં નહિ. જે પુરૂષ પ્રમાદથી શતગણી અથવા સહસ્ર ગણી દક્ષિણા સમેત પ્રતિગ્રહ કરે તે પાપી ગતીને પામે છે. અસંતોષી પુરૂષને પૃથ્વીમાં રહેલાં

વ્રીહી, યવ, સુવર્ણ પશુ અને સ્ત્રીઓ છે, તેમાંથી એક પદાર્થથી જ્યારે સંતોષ થાતો નથી ત્યારે વિવેકીએ શાંતિ કરવી.

વસિષ્ટ કહેછે—વિવેકીને ધર્મસારૂ દ્રવ્યનો સંચય કરવો તે વખાણવા લાયક નથી તેને તો દ્રવ્યના સંચયથી તપનો સંચય વખાણવા લાયક છે. જો સર્વ સંચયને ત્યાગ કરે તો સર્વ દુઃખ નાશ પામે છે. કોઇ સંચયવાન્ પુરૂષ દુઃખ રહિત દેખાતો નથી. બ્રાહ્મણ જેમ જેમ પ્રતિગ્રહ ગૃહણ કરતો નથી તેમ તેમ સંતોષથી તેનું બ્રહ્મતેજ વૃદ્ધિ પામે છે. પૂર્વે અકિંચનપણું અને રાજ્ય એ બેને તુલામાં તોળવાથી રાજ્ય કરતાં સંતોષીનું અકિંચનપણું અધિક થયું છે.

કશ્યપ કહેછે—બ્રાહ્મણને જે દ્રવ્યનો સંચય કરવો તે મહાન્ અનર્થ છે. નાણાના ઐશ્વર્યમાં મૂઢ થયેલો બ્રાહ્મણ પોતાના કલ્યાણથી ભ્રષ્ટ થાય છે. જે અર્થની સંપત્તિમાં મોહ છે, તે નરકને અર્થે થાય છે. સંતોષરૂપી અમૃતમાં તૃપ્ત થયેલાને જે સુખ છે તે સુખ અસંતોષથી આમના તેમના દોડનારને નથી. અસંતોષ એજ પરમ દુઃખ છે; સંતોષ એજ પરમ સુખ છે; માટે સુખાર્થિ પુરૂષે નિરંતર સંતોષનું સેવન કરવું.

વિશ્વામિત્ર કહેછે— જે પુરૂષ કામની ઇચ્છા કરેછે તેને કામ વધારે થાયછે. કામ છે તે કામના ઉપભોગથી નાશ પામતો નથી, ઉલટો અગ્નિમાં ઘી હોમવાથી જેમ અગ્નિ વધે છે તેમ વૃદ્ધિ પામેછે. કામનાની ઇચ્છાથી પુરૂષ સુખ પામતો નથી. જેમ તેતર શકાના સ્થાનભૂત વૃક્ષની

છાયમાં સુખ પામે નહિ. જે રાજા તે કદાચિત્ ચાર સમુદ્ર પર્યંત પૃથ્વીને ભોગવે, તોપણ પાષાણ અને સુવર્ણની ઉપર તુલ્ય બુધ્ધિવાન્ થાતો નથી.

જમદગ્નિ કહેછે—પ્રતિગ્રહની બરોબર કોઇ બ્રાહ્મણ તપવૃધ્ધિ પમાડેછે, પણ તેનું તપ પ્રતિગ્રહથી ભ્રષ્ટ થાય છે. જે બ્રાહ્મણ રાજા પાસેથી દ્રવ્ય પામી હર્ષ પામેછે તે મૂઢ અંતઃકરણવાળો નરકને દેખતો નથી. પ્રતિગ્રહ લેવાને કદિ સમર્થ હોય તોપણ પ્રતિગ્રહમાં જોડાવું નહિ કેમકે, પ્રતિગ્રહથી બ્રાહ્મણનું તેજ નાશ પામેછે. પ્રતિગ્રહ લેવાને સમર્થ છત્તાં પ્રતિગ્રહથી નિવૃત્ત થએલાને દાન દેનારને ધર્મ છે; માટે તે પુરૂષે પ્રતિગ્રહ ગૃહણ કરવો.

અરૂંધતી કહેછે—જેમ કમળ તંતુ કમળના મધ્યમાં પ્રવેશ કરે છે તેમ તૃષ્ણારૂપી તંતુ મનુષ્યના સમગ્ર દેહમાં રહેલ છે તે દુષ્ટમતિ પુરૂષથી ત્યાગ ન થાય. શરીર જીર્ણ થાય તોપણ તૃષ્ણા જીર્ણ થાતી નથી તેને પ્રાણાંતિક રોગ કહેછે. તૃષ્ણાને જે ત્યાગ કરેછે તેનેજ સુખ છે. જેણે આશાને ત્યાગ કરી તેણેજ અધ્યન, શ્રવણ, અને સર્વ ઉપાસન કર્યું છે.

ચંડા કહેછે— જેમ બળીયાથી નિર્બળ બીહેછે તેમ આ પ્રતિગ્રહરૂપ ઉગ્ર ભયથી મહત્પુરૂષોની પેઠે હું બીહું છઉં.

પશુસખ કહેછે—નિરંતર સત્કર્મ પરાયણ વિદ્વાન્ પુરૂષો જે આચરણ કરે છે, તેને વિવેકી મનુષ્યે આત્માના હિતવાસ્તે આચરણ કરવું.

ભીષ્મ કહેછે-હે રાજા! એવાં વચન પરસ્પર કહિ હેમગર્ભિત ફળને ત્યાગ કરી દૃઢવ્રતવાલા સર્વે ઋષિઓ ત્યાંથી

બીજે ઠેકાણે ચાલી નીકળ્યા. તે પછી ફળ 'ફુલનું' અશન કરતા વિચરે છે; તેટલામાં અચાનક આવેલા શુનઃસખ નામના સન્યાસીને દીઠા. તે પછે તેની સાથે વનમાં થોડેક દૂર જાયછે, તેવામાં કમળ સહિત વિસ્તૃત તળાવ દીઠું. તે તળાવમાં બધાઓ પ્રવેશ કરી તેમાંથી કમળ વિણી તેને કાંઠે નાંખી જળક્રિયા [ સ્નાનાંગ તર્પણ ] કરી જળથી બહાર નીકળે છે, તેટલામાં કમળોને ન દેખી પરસ્પર આવું વચન કહેછે.

ઋષિઓ કહેછે– ભુખથી પરાભવને પામતા અને આહારની ઇચ્છાવાળાનાં કમળોને કોણ ઘાતકી પુરૂષ લઇ ગયો હશે? આ કમળનો લોપ કરનાર આપણેજ છઇએ; માટે આપસમાંજ વિચાર કરવો.

ભીષ્મ કહેછે– હે રાજા ! તે પછે સર્વે ગૌતમાદિક બ્રાહ્મણો પોતાની શંકાના સમાધાન સારૂ પરસ્પર પુછી આપસમાં પોતાની શુદ્ધિ વાસ્તે શપથ ખાય છે.

અત્રિ કહેછે–બ્રાહ્મણને પાળનાર, સર્વ દેવે નમસ્કાર કરેલા, ત્રણલોકની ઉત્પત્તિ સ્થિતિ અને સંહાર કરનાર વિષ્ણુ દેવને તેમજ સર્વ જગતને ધારણ કરનાર અને પાલણ કરનાર જગતગુરૂ બ્રહ્માને જે ત્યાગ કરી અન્ય દેવને ભજે તે કમળની ચોરી કરે. વેદ ભણીને સ્ત્રી અને અગ્નિનો ત્યાગ કરે, તેમજ વિવાદથી બ્રાહ્મણને પરાજય કરે તે કમળની ચોરી કરે.

કશ્યપ કહેછે– જે વેદનિંદા વિષ્ણુભક્તનું અપમાન અને જ્ઞાનવિદ્યાથી વિમુખ છે તે કમળની ચોરી કરે. જે નિ-

રંતર ખોટું બોલે, વ્યાજથી પોતાની આજીવિકા ચલાવે અને કન્યાને મૂલ્યથી આપે તે કમળની ચોરી કરે.

વસિષ્ટ કહેછે— જે ઇતિહાસ [ ભારતાદિક ] ની કથા સાંભળતાં નિદ્રાવશ થાય અને ધર્મોપદેશક શાસ્ત્રને મુકી અન્ય શાસ્ત્રને સાંભળે તે કમળની ચોરી કરે. ઋતુ વગરની સ્રીનું ગમન કરે અને દિવસે શયન કરે, તેમજ પરસ્પરમાં અતિથિ થાય તે કમળની ચોરી કરે. જે કમળની ચોરી કરે તે એક કૂવાનું પાણી પીનાર જે ગામ તેમાં રહેનાર શૂદ્રીપતિ બ્રાહ્મણની તુલ્યતાને પામે.

ભરદ્વાજ કહેછે–ધર્મશાસ્ત્ર સાંભળી પાપનું સેવન કરે અને સામર્થ્ય છતાં દાનહિન થાય તે કમળની ચોરી કરે. વિષ્ણુનાં વ્રત તથા ધર્મથી વિમુખ થાય અને કુત્સિતકર્મ, તેવાંજ વ્રતશીળ હોય તે કમળની ચોરી કરે. જે સર્વ પ્રાણી ઉપર ઘાતકીપણાથી વર્ત્તે, સમૃધ્ધિ છતાં અહંકારથી વર્ત્તે, મત્સરી ( પારકું સારૂં ન દેખવું ] અને ચાડી કરે તે કમળની ચોરી કરે. જે રાડો નાંખી ક્રોધથી મારનારને સાભો મારે અને સર્વ રસને વેંચે તે કમળની ચોરી કરે.

ગૌતમ કહેછે–પ્રાપ્ત થએલા અતિથિનો જે ત્યાગ કરે, અને પાકનો ભેદ કરે, નિરંતર શૂદ્રના અન્નને જમે તે કમળની ચોરીકરે. દાન આપી પાછું કહિ બતાવે, સ્રીનાથી પોતાની આજીવિકા ચલાવે અને પોતે એકલો મિષ્ટાન્ન ખાય તે કમળની ચોરી કરે. અંતરમાં દુષ્ટ, બ્હાર શાંત, બ્રહ્મવેત્તાના દ્વેષમાં તત્પર અને ધર્મની નિંદામાં તત્પર રહે તે કમળની ચોરી કરે. જે નિરંતર કર્મમાં આસક્ત થઇને સિદ્યા

ધ્યાન ધરી લોકોને મોહ પમાડે તે કમળની ચોરી કરે.

વિશ્વામિત્ર કહેછે-તીર્થયાત્રામાં તત્પર થઇ તીર્થોને દૂષણ પમાડી અને તીર્થામાં ઘાતકરે છે તે કમળની ચોરી કરે.જે પાખંડધર્મમાં રહિ બીજાઓને તેમાં સાધે અને પોતે મ્લેચ્છ થઇ બ્રાહ્મણપણાને દૂષણ પમાડે તે કમળની ચોરી કરે. અહર્નિશ કામમાં પ્રીતી રાખી દિવસે સ્ત્રી સેવન કરે અને નિરંતર ભીખ માગે તે કમળની ચોરી કરે. જે પારકી નિંદા કરે, પરદારા સેવન કરે અને પારકું દ્રવ્ય હરણ કરે તે કમળની ચોરી કરે. જે રસને વેંચનાર, અને દાસત્વ કરનાર તે કમળની ચોરી કરે. જે ચાકર અને અતિથિને ત્યાગ કરી પોતા વાસ્તે અન્ન રાંધી જમે છે તે કમળની ચોરી કરે.

જમદગ્નિ કહેછે- જે દેવ નિંદા, બ્રાહ્મણ નિંદા અને પશુની સાથે ક્રીડા કરે તે કમળની ચોરી કરે. જે ચોરી કરીને ચોરને સૂચના આપી ખોટા આરોપ નાંખે તે કમળની ચોરી કરે. જે વેદની નિંદા, ગામની નિંદા અને રાજાની નિંદા કરે તે કમળની ચોરી કરે. જે દુર્મતિ માતા પિતાનું અપમાન કરે અને સસરાના દ્રવ્યથી પોતાની આજીવિકા ચલાવે તે કમળની ચોરી કરે.

અરૂંધતી કહેછે-જે સ્ત્રી પરની સાથે વાદ કરવામાં, પરને દૂષણ દેવામાં તત્પર અને પારકા ઘરમાં પ્રીતીવાળી તે કમળની ચોરી કરે. જે સ્ત્રી ઇતિહાસ, પુરાણ અને ધર્મશાસ્ત્રમાં કહેલા ધર્મને ત્યાગ કરી પોતાની ઇચ્છાથી વિચરે તે કમળની ચોરી કરે. જે સ્ત્રી પતિને, પતિના મિત્રને,

સુહૃદને અને ભાઇ બાંધવને ત્યાગ કરી અન્યની સાથે પ્રીતી રાખે તે કમળની ચોરી કરે. જે સ્ત્રી દરિદ્રી, વિકળ (મન ફરેલ) ગરીબ, રોગથી પીડીત અને વૃધ્ધ પતિનું જે અપમાન કરે તે કમળની ચોરી કરે.

ચંડા કહેછે– જે સ્ત્રી જાતીથી શૂદ્રી છે અને શૂદ્રની દાસ્ય પદ્વીની ઇચ્છા રાખી શૂદ્રની દાસ્ય પદ્વી કરેછે તે કમળની ચોરી કરે. જે સ્ત્રી પોતાના સ્વામી સાથે અવળી ચાલી ઉલટી ચોરી કરે અને દેવતાને નમસ્કાર કરતી નથી તે કમળની ચોરી કરે.

પશુસખ કહેછે– જે શૂદ્ર બ્રાહ્મણની આગળ ચાલી બ્રાહ્મણના રસ્તાને બંધ કરી ઉલટી તેને આજ્ઞા કરેછે તે કમળની ચોરી કરે જે હીનજાતિ સાથે પ્રીતી રાખી તેનો ચાકર થઇને રહે અને સર્વ સત્કર્મનિ ક્રિયાથી રહિત થાય તે કમળની ચોરી કરે.

શુનઃસખ કહેછે– જે અતિથિપ્રિય ગૃહસ્થ ન્યાયથી વેદ ભણાવનારની પાસે નિરંતર સત્ય બોલે છે તે કમળની ચોરી કરે. જે અગ્નિની વિધિ પ્રમાણે ઉપાસના કરી નિરંતર યજન કરે અને બ્રાહ્મણને ઘેર જાય તે કમળની ચોરી કરે. જે રાગ દ્વેષથી રહિત અને સંસારને અસારરૂપ જાણી નિરંતર પારકું હિત કરે તે કમળની ચોરી કરે. જે જ્ઞાનવિદ્યામાં પ્રીતીવાન્ વિષયમાં નિઃસ્પૃહ, સર્વ દુઃખને સહન કરનાર, જીતેન્દ્રિય, મૃત્તિકા, પાષાણ અને સુવર્ણમાં સમ જોનાર, એકાએક, પરમાર્થને જાણનાર, પરની હિંસાથી રહિત અને બ્રહ્મસાયુજય [ મુક્તિ ] ની ઇ-

ઇચ્છા રાખનાર હોય તે કમળની ચોરી કરે. જે મદ રહિત થઇ સર્વ અલંકારયુક્ત પોતાની કન્યા યોગ્ય વરને આપે તે કમળની ચોરી કરે.

ઋષિઓ કહેછે—હે શુનઃસખ ! આ વાત સર્વ દ્વિજાતિને ઇષ્ટ છે અને તમે સમ ખાધા તેથી તમેજ કમળ ચોર્યાં છે; એ અમને પ્રતીતી થઇ છે.

શુનઃ સખ કહેછે—હે દ્વિજો ! તમારા મુખથી ધર્મ સાંભળવા સારૂ આ કમળ મેં છુપાવ્યા હતાં અને હું ઇંદ્ર છઊં એમ જાણો. હે મુનિસત્તમો ! તમે અલોભતાથી અક્ષય લોકને જીત્યાછે; માટે આ વિમાનમાં બેશી સ્વર્ગમાં ચાલો.

ભીષ્મ કહેછે—હે રાજા ! તે પછે તે મહર્ષિઓ આ ઇંદ્ર છે એમ જાણી પ્રસન્ન થઇ તેની સાથે સ્વર્ગમાં ગયા. શબનું ભક્ષણ કરી જીવવું તે સારૂં પણ રાજાનો પ્રતિગ્રહ કરવો નહિ એમ જાણી તૃષ્ણાને અને તેથી થએલા લોભને ત્યાગ કરી સ્વર્ગમાં ગયા. કોઇ આ ઋષિઓના ચરિત્રને નિરંતર સાંભળે તે સર્વ પાપથી રહિત થઇ સ્વર્ગમાં જાયછે.

य इदं शृणुयान्नित्यं ऋषिणां चरितं महत् ॥
विमुक्तः सर्वपापेभ्यो स्वर्गलोकं स गच्छति ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां सप्तऋषिसंवादो नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

---

## अध्याय १२ मो.

युधिष्ठिर उवाच.

पापस्य किमधिष्ठानं का प्रसूतिश्च भारत ॥
किं चास्य कारणं प्रोक्तं तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે—હે ભારત! હે પિતામહ! પાપનું શું સ્થાન છે અને તેનો પ્રસવ ક્યાંથી થાયછે, અને તેનું કારણ શું છે તે મને કહો?

ભીષ્મ કહેછે હે રાજા! પાપનું અધિષ્ટાન અને તેનો પ્રસવ લોભ છે; માટે પાપનું કારણ લોભ છે એમાં સંશય કરવો નહિ. લોભથી ક્રોધ, દ્રોહ, મોહ, કપટ, અભિમાન અને માત્સર્ય ઉત્પન્ન થાયછે. નિરંતર ગંભીર વેગવાળી નદીથી જેમ સમુદ્ર પુરાતો નથી તેમ લોભ પણ નાના પ્રકારથી પુરાતો નથી. ' પૂર્વે પુરૂરવા નામના રાજા હતા તેણે દ્વીપ માત્રનાં સેંકડો અને લક્ષો રત્ન મેળવ્યાં તોપણ સંતોષ પામ્યા નહિ એમ અમે સાંભળું છે. ' જે લોભી છે તે સર્વ પ્રાણી ઉપર અવિશ્વાસુ, હિંસક, કપટી અને પારાધી થાયછે. જ્યારે વિષ્ણુના ચરણના આશ્રયરૂપ ભક્તિ થાય ત્યારે લોભનો ક્ષય થાય પણ; ભક્તિ મળવી પ્રાણીને દુર્લભ છે. જો કે સર્વ શાસ્ત્રને ધારણ કરનારા, બહુશ્રુત અને સંશયના કાપનારા હોય તોપણ લોભગ્રસ્ત પુરૂષો હેઠા પડેછે. જ્યારે લોભનો ક્ષય થયો કે, દેહધારિનાં સર્વ પાપ ક્ષય થાયછે, અને લોભની વૃધ્ધિ થાય તો પાપ વધે છે એમાં કાંઇ સંશય નથી. જ્યારે લોભ ક્ષય થાય છે, ત્યારે સર્વ ઉપદ્રવ નાશ થાયછે અને પુરૂષને અત્યંત દુર્લભ ધર્મબુધ્ધિ થાયછે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થમાં ધર્મ એજ પરમ સાધન છે, એ તત્વવેત્તા મુનિઓ કહેછે. જે લોભથી

દઆણમાં આવેલ છે, તેને ધર્મનો સંબંધ રહેતો નથી; માટે લોભ ધર્મને ધ્વંસ કરનારો મહા દારૂણ છે. હે યુધિષ્ઠિર ! જો આત્માની શાશ્વતી ગતિની ઇચ્છા હોય તો પ્રયત્નથી લોભનો ત્યાગ કરો.

तस्मात् सर्वप्रयत्नेन त्यज लोभं युधिष्ठिर ॥
यदीच्छसि महाराज शाश्वतीं गतिमात्मनः ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिर संवादे गुर्जरभाषायां लोभाख्यानं नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

---

## अध्याय १३ मो.

युधिष्ठिर उवाच ।

शमस्य तपसो वापि किंतु श्रेष्ठतरः स्मृतः ॥
एतन्मे संशयं तात यथावद्वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે—હે તાત ! શમ અને તપ એ બેમાં કોણ અતિ શ્રેષ્ઠ એમાં મને સંશય છે તો તે તમે યથાર્થ કહેવા લાયક છો .

ભીષ્મ કહેછે—હે રાજા ! ધર્મની નાના પ્રકારની ગતિ મહર્ષિઓએ પોતના જ્ઞાનનો આશ્રય લઇને કહેલી છે; તોપણ છેવટમાં શમજ શરણ છે. જે શમ છે, તે અત્યંત પવિત્ર, ઉત્તમ પુણ્ય, અસંખ્યેય સુખ, અને પાપ હરનાર છે. આ ઠેકાણે પુરાતન ઇતિહાસ છે; જેમાં મહાત્મા જાજલિ અને તુલાધારનો સંવાદ છે તે સાંભળો. પૂર્વે સમુદ્રને કાંઠે જાજલિ નામે બ્રાહ્મણ વાયુનું ભક્ષણ કરી મહા ઘોર તપ ત-

પવા લાગ્યા. એવી રીતે સ્થિરતા પામી તપ તપતાં અનેક વર્ષો ચાલ્યાં ગયાં. જેના મસ્તકમાં કુલિંગ નામના પક્ષિયેં માળો બાંધ્યો. તે મુની શાંત અને દયાવાન્ તપ કરેછે. તે પક્ષિઓએ વિશ્વાસ લાવી માળામાં ઇડાં, મુક્યાં. તે પછે તે ઇંડાં પાકવાથી બચ્ચાં થયાં અને વૃદ્ધિ પામી ઉડવા લાગ્યાં; તોપણ જાજલિ ઋષિ ચલાયમાન થાતા નથી. એમ થતાં કોઇ સમયમાં પક્ષિઓ ઉડી ગયાં અને પાછાં આવ્યાં નહિ. જાજલિ ઋષિ મોહાવિષ્ટ થઇ કહેવા લાગ્યા કે, આ લોકમાં મારા સરખો કોઈ તપસ્વી થયો નથી. તેવામાં આકાશ વાણીયેં કહ્યું કે, કાશીપુરીમાં મહામતિ તુલાધાર વસેછે તે તમારી પેઠે આત્મપ્રશંસા કરતો નથી. એવાં આકાશવાણીનાં વચન સાંભળી તે તુલાધારને જોવાની ઇચ્છાથી થોડાક સમયમાં વારાણસી મતિ ગયા. તેણે વારાણસીમાં ઘણાક રસનો વિક્રય કરનાર તુલાધારને જોયો. તુલાધાર પણ તેને જોઇ તેનો સત્કાર કરી આવું વચન કહેછે.

તુલાધાર કહેછે—હે દ્વિજસત્તમ ! તમે આંહી આવવાનું કારણ કહેતા નથી તોપણ તમારૂં કાર્ય હું જાણુ છું.' તમે તીવ્ર તપ તપવાથી તમારા મસ્તકમાં રહેલા માળામાંથી પક્ષિઓ પાળન પોષણથી વૃદ્ધિ પામેલાંને જોઇ મનમાં વિસ્મય થતા તમને આકાશવાણીયેં બોધ દીધો, તે બોધથી આંહી મને જોવા આવ્યા છો; માટે હે દ્વિજ ! જે તમારે કહેવાનું હોય તે બોલો તે તમારૂં પ્રિય હું કરીશ.

જાજલિ કહેછે—હે તુલાધાર ! તમે સર્વ રસો અને ગંધો વેંચતા છતાં તમારી ધર્મમાં નિષ્ઠાવાળી મતિ કેમ રહિ ?

એ વાત તમે મને કહિ બતાવો.

તુલાધાધાર કહેછે—હે દ્વિજ ! હું શાસ્ત્ર ભણ્યો નથી, અને તમ સરખા મહાત્માની સેવા પણ કરી નથી; તોપણ પૂર્વના અભ્યાસથી મને ધર્મ પ્રગટ થયો છે. જે પુરૂષ કાયા, વાણી અને મનથી જે અભ્યાસ કરે તે અભ્યાસ પુરૂષને ખેંચેછે; માટે તમારે તેમાં સંશય કરવો નહિ. જે મનુષ્ય દુઃખિત પ્રાણીને જોઇ દુઃખિત થાય છે અને સુખિને જોઇ સુખી થાયછે, તેની ધર્મમાં નિષ્ઠા થાયછે. હે જાજલિ ! પ્રાણી ઉપર અદ્વેષ ભાવથી જે મારી વૃત્તિ ( આજીવિકા ) તે વૃત્તિથી હું જીવું છઉં. મેં મારૂં આશ્રમ ભિન્ન ભિન્ન કાષ્ઠ અને તૃણાદિકથી રચેલું છે. તેમજ વિત્તના અનુસારથી વિષ્ણુનાં મંદિરો ચણાવ્યા છે; તેમજ કેટલાક દેવતાઓ બ્રાહ્મણો અને ગાયોની નીરંતર સેવામાં મન રાખી પાખંડ મતનો તિરસ્કાર કરૂં છું. હું મદ્ય અને માંસ વગર જે રસ છે તે વેંચું છઉં, તે ઓછે લેતો નથી અને કોઇને અધિક દેતો નથી. જે વેપારી ક્રયવિક્રયમાં જડ, અને અંધાદિકને છેતરે છે તેનો ઘોરનરકમાં પાત થાય છે, અને તેનું ધન પણ નાશ પામેછે. હે જાજલિ ! સર્વ પ્રાણી ઉપર જે કાયા, વાણી અને મનથી સુહૃત્ અને હિતેચ્છુની પેઠે વર્ત્તે તે ધર્મને જાણે છે. જેનાં કાયા, વાણી અને મનનાં કર્મેથી કોઇ પ્રાણી કાળની પેઠ ભય પામેછે તેને પાપી ગતિ મળેછે. હું પારકા કર્મની સ્તુતી અને નિંદા કરતો નથી. હે જાજલિ ! સર્વ પ્રાણી ઉપર સમ જોવું એ મારૂં વ્રત છે. વિષયમાં પાંગળો, આંધળો, બેરો, મુંગો અને જડ-

ની પેઠે વર્તું છઉં. અને વળી વૃધ્ધ, રોગી અને દુર્બળ જેમ વિષયથી વિમુખ છે તેમ હું પણ વિષયમાં નિસ્પૃહાહાન્ છઉં. હે જાજલિ ! સર્વ પ્રાણી ઉપર મારે શત્રુતા અને મિત્રતા તેમજ સ્તુતિ અને નિંદા બરાબર છે. જ્યારે કોઇ પ્રાણી કાયા, વાણી અને મનથી સર્વ પ્રાણી ઉપર પાપરૂપ ભાવના કરતો નથી; ત્યારે તે મોક્ષને પામેછે. કોઇ મનુષ્ય મારી સ્તુતી કરે અથવા દ્વેષ કરે તોપણ હું રાગ અને દ્વેષથી રહિત થઇ વર્તું છઉં, જેથી કોઇ પ્રિય કે, અપ્રિય નથી. પૃથ્વીમાં જેટલી નદ્યો તે સર્વે સરસ્વતી તુલ્ય છે, સર્વે પર્વતો તીર્થરૂપ છે એમાં કાંઇ સંશય નથી. જે શમ [ મનનો નિગ્રહ ] છે તે પરમ તીર્થ, તપ અને પરમ યોગ છે. બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીએ ચાર આશ્રમી શમથી પરમ ગતિને પામ્યા છે; જે પુરૂષનું મન શાંતિ પામ્યું નથી તેને દાન, યજન, તપ, શૌચ, તીર્થ, વેદાધ્યન અને શ્રવણ વૃથા છે, જે રાગ, દ્વેષ, અનૃત, ક્રોધ, લોભ મોહ અને મદાદિદોષથી રહિત છે તેને શાંત સમજવો. મહત્પુરૂષોએ શાંતિ સારૂ શાસ્ત્રો કહેલાં છે; માટે જેનું શાંત મન છે તેજ સર્વ શાસ્ત્રજ્ઞ છે. જેને શ્રવણ, વૈરાગ્ય અને ધર્મ શાંતિને વાસ્તે નથી થાતાં તેનું બોલવું કાગના બોલ સરખું વૃથા સમજવું.

ભીષ્મ કહેછે– હે રાજા ! તુલાધારે જાજલિ ઋષિને ધર્મનાં વચન કહિ પોતાની પાસે રહેલાં પક્ષિઓ બતાવ્યાં, અને કહ્યું કે આ પક્ષિઓ તમારા મસ્તકમાં વૃધ્ધિ પામેલાં છે; માટે તેને તમે બોલાવો કેમકે, તમે તેના ધર્મ

પિતા છો. તે પછે જાજલિના બોલાવવાથી પક્ષિઓ પાસે આવી ધર્મરાજાના વચનથી આવું વચન કહેછે.

શકુંતો કહેછે–હે દ્વિજ ! તમે સ્પર્ધાનો ત્યાગ કરો અને મનમાં વિસ્મય પામોમાં, શમમાં મનને જોડો; જેથી પરમ પદને જાણશો. દુઃખથી ભેળું કરેલું જે તપ છે તે વિસ્મયથી ક્ષય થાયછે, અને તેના ક્ષયથી પરમ પદને તમે પામશો નહિ; માટે તપના ક્ષયનું કારણ જે વિસ્મય છે તેને ત્યાગ કરી શમમાં મનને જોડી ધ્યાનયોગ પરાયણ થાઓ. જેનું મન શાંત નથી અને વનફળ ધારણ કરે, જટા રાખે, અને ત્રિદન્ડ ધારણ કરે તો તે વૃથા કલેશ પામેછે. ગમે તે આશ્રમમાં રહિને આશ્રમના ધર્મનું આચરણ કરે પણ સર્વ પ્રાણીને શમ કરવો એજછે, બીજું કાંઇ ધર્મનું કારણ નથી. જે રાગી પુરૂષ છે તેને વનમાં પણ દોષ ઉત્પન્ન થાય છે; માટે પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તે તપ કહેવાય છે. નિવૃત્ત પુરૂષ જો નિંદા રહિત કર્મમાં પ્રવૃત્ત થાય તો તેને ગૃહ છે તેજ તપોવન છે. અમે તમારા સ્નેહથી તમને ધર્મનો બોધ દેવા વાસ્તે આવ્યાં છઇયેં. તમે હવે શાંત થાઓ અને સ્પર્ધાને મુકી દો; એમ કહિ પક્ષિઓ ઉડી ગયાં. હે રાજા ! એવી રીતે તુલાધારે બોધ દીધેલા જાજલિ ઋષિ શાંતિનો આશ્રય કરી પરમ ગતિને પામ્યા; તે માટે હે મહારાજ ! તપનું કારણ શમછે. તપ તપનાર શાંત પુરૂષ બ્રહ્મપદને પામેછે. હે ભારત ! આ વાત મેં તમને યથાર્થ કહિ દેખાડી; માટે શમમાં મન રાખી ધ્યાનયોગ પરાયણ થાઓ. જે પવિત્ર આ આખ્યાનને નિરંતર

સાંભળે અથવા હાથ જોડી પાઠ કરે તે પરમ ગતિને પામે.

य इदं शृणुयान्नित्यं पुण्यमाख्यानमुत्तमं ॥
यः पठेत् प्रांजलि र्भूत्वा स गच्छेत्परमां गतिम् ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये गुर्जरभाषायां भीष्मयुधिष्ठिरसंवादे तुलाधारजाजलिसंवादो नाम त्रयोदशोऽध्यायः १३

# अध्याय १४ मो.

युधिष्ठिर उवाच.

केचिदर्थं प्रशंसंति धर्मं चैव तथा परे ॥
ताभ्यां कश्चोत्तमो लाभ स्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે--પિતામહ! કેટલાક ધર્મને વખાણે છે અને કેટલા અર્થને વખાણે છે તેમાંથી ઉત્તમ લાભકારક કોણ છે એ મને કહો ?

ભીષ્મ કહેછે હે રાજા! કેટલાક મુનિઓ માનુષવિત્ત [ દ્રવ્ય ] ને અશાશ્વત કહેછે અને કેટલા દૈવવિત્ત [ સ્વર્ગ પામવાનાં સાધન ] ને સુખદાય કહેછે. આ ઠેકાણે તમને એક કુંડાધાર નામે દેવતાએ પોતાના ભક્તનો જેમાં ઉદ્ધાર કર્યો છે તે પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો. પૂર્વે કોઇ એક નિર્ધન બ્રાહ્મણ હતો જેણે દ્રવ્યના લોભથી દેવતાઓની પૂજા કરવા માંડી; તોપણ દ્રવ્ય મળ્યું નહિ. તે પછે તે બ્રાહ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો કે, હું કયા દેવતાની આરાધના કરૂં કે, જે દેવતા મને તુરત પ્રસન્ન થાય ? એમ વિચાર કરેછે તેટલામાં એક 'કુંડાધાર' દેવતાને દીઠા.





અને તેને જોઇ ચિંતવને કર્યું કે, આ દેવતા મારૂં શ્રેય કરશે; માટે આ દેવતાની સમીપ જઇ સેવા કરૂં તો મને પ્રસન્ન થઇ દ્રવ્ય અને સામર્થ્ય દેશે. મેં એમ સાંભળ્યું છે કે, બ્રહ્માયે પૂર્વે વિષ્ણુ ઉપર કોટચાવધિ વર્ષ પર્યંત આરાધના કરીને ત્રણ લોકનું વિધાતાપણું મેળવ્યું છે, તો આ વિષ્ણુને થોડાક કાળમાં પ્રસન્ન કરવાને કોણ સમર્થ થાય? તે તો સમુદ્રને હાથવતી તરવા જેવું છે; માટે હું તો થોડા કાળમાં પ્રસન્ન કરવા સારૂ યથાવિધિ પ્રમાણે આ કુંડાધારની આરાધના કરૂં એમ વિચાર કરી તે બ્રાહ્મણ કુંડાધારની ચંદન, પુષ્પ, ધૂપ દીપ અને મનોહર નૈવેદ્યાદિક ઉપચારથી પૂજા કરવા લાગ્યા. તે પછે થોડાક કાળમાં કુંડાધાર તે બ્રાહ્મણની ઉપર પ્રસન્ન થઇ આવું વચન કહેછે હે બ્રાહ્મણ! સત્પુરૂષોએ બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી અને વ્રતભંગ કરનારની નિષ્કૃતિ [ નિવારણ ] કહેલ છે, પણ કૃતઘ્નીની નિષ્કૃતિ કહિ નથી; કૃતઘ્નીની સાથે દર્શન, કીર્त्तન, સ્પર્શન, ભાષણ અને સ્મરણાદિક પણ કરવું નહિ. કેમ જે તે ચાંડાળ સરખો છે. તેં તો મારો બહુજ ઉપકાર કર્યો છે એવાં વચન કહિ કુંડાધાર તે બ્રાહ્મણને સાથે લઇ દેવતાની સભામાં જઇ મસ્તકથી નમસ્કાર કરી પાશે ઉભા. તેટલામાં મહાકાંતિવાળા મણિભદ્ર નામે દેવતાએ હાથજોડી પાસે ઉભલા કુંડાધારને પુછ્યું જે હે કુંડાધાર? શું ઇચ્છા કરો છો?

કુંડાધાર કહેછે—હે દેવ! જો તમે પ્રસન્ન થયા હો તો અમારો કોઇ બ્રાહ્મણ ભક્ત છે તેનો અનુગ્રહ કરવાને ઇચ્છા

વાલા ) જે સ્વામી છે તે પોતાના ચાકરો જે મનમાં પણ આકાંક્ષા કરતા નથી તે આપે છે." હે સ્વામિ! મેં તમારી પ્રીતિ જાણ્યા શિવાય લોભથી જે પૂજા કરી તે તમે ક્ષમાપના કરવા યોગ્ય છો. એવાં તે બ્રાહ્મણનાં વચન સાંભળી કુંડાધારે કહ્યું કે, મેં-તારૂં અપરાધ ક્ષમાપન કર્યું, એમ કહિ હૃદયમાં ભીડી બે હાથવતી મળીને કુંડાધાર અંતર્ધાન થઇ ચાલ્યા ગયા. તે પછે તે કુંડાધારની અને દેવતાઓની કૃપાથી ધર્મ અને જ્ઞાનને પામીને સુવર્ણ અને મૃત્તિકાને સમ જાણી, રાગદ્વેષથી રહિત થઇ અને નિરંતર ધ્યાન પરાયણ થઇ થોડાક કાળમાં વિષ્ણુ પદને પામ્યા. હે મહારાજ! જે તમે મને પુછો છો તે વાત મેં તમને કહિ બતાવી. ધર્મથી અર્થ કામ અને પરમ પદ પ્રાપ્ત થાય છે; વિત્તથી ધર્મ ઉત્તમ છે, ધર્મથી સ્વર્ગ, મોક્ષ અને વિષ્ણુનું પરમપદ પ્રાપ્ત થાય છે. આ પવિત્ર ઇતિહાસને પ્રાતઃકાળમાં ઉઠી કોઇ મનુષ્ય સાંભળે અથવા સંભળાવે તો તે મનુષ્ય ધર્મનો ભાગી થઇ અમૃત ભાવને પામે છે.

इतिहासमिमं पुण्यं प्रातरुत्थाय मानवः ॥
श्रावयेद्धर्मभागीस्यादमृतत्वं स गच्छति ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां कुंडधरोपाख्यानं नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

## अध्याय १५ मो.

युधिष्ठिर उवाच.

ईहमानः शमारंभान् यदि नासादयेद्धनं ॥
नरस्तृष्णाभिभूतस्तु किंकुर्वन्सुखमाप्नुयात् ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે—હે પિતામહ ! કોઇ મનુષ્ય પ્રથમથી ધનની ચેષ્ટા કરે તોપણ ધન પ્રાપ્ત નથી થાતુ અનેઉલટો તૃષ્ણાથી પરાભવ પામે છે, તે શું કરવાથી સુખને પામે ?

ભીષ્મ કહેછે—હે ભારત ! જે પુરૂષ સર્વથી શાંતિ, મનમાં દુઃખનો અભાવ, સાચું બોલે, મનમાં વૈરાગ્ય અને તત્વની જાણવાની ઇચ્છા કરે તે સુખી થાય છે. એ પાંચ પદને વૃધ્ધ પુરૂષો શાંતિદાયક થાયછે એમ કહેછે. જેનાથી સ્વર્ગ, મોક્ષ અને ઉત્તમ સુખ મળે છે. જેને એ પાંચ પદનો અનુભવ છે, તેને ચરાચર વિષ્ણુમય ભાસેછે અને પોતે વિષ્ણુની સાલોક્ય મુક્તિને પામેછે. હે યુધિષ્ઠિર ! આ ઠેકાણે પુરાતન ઇતિહાસ છે જેમાં મંકી બ્રાહ્મણે વૈરાગ્યથી ગીત ગાયેલ છે, તે સાંભળો. મંકી બ્રાહ્મણે ધન વાસ્તે ઘણા પ્રકારનો ઉદ્યમ કર્યો તોપણ તેને ઉદ્યમનું ફળ મળ્યું નહિ. તે પછી. છેવટમાં બાકી રહેલા ધનથી બે બળદો લીધા. તે બળદોને ખેડના કામમાં યોગ્યતા પમાડવા સારૂ કાંધ ઉપર ધોસરૂં મુકી હાંકવા લાગ્યા, તેવામાં એક સમીપે બેઠેલા ઊંટને જોઇ બળદો ભડક્યા, અને ઊંટ પણ ભડકીને ઉભો થઇને ભાગ્યો તેવામાં અદૃષ્ટને લીધે "કાકતાલીય" [ કાગડાનું ફળસારૂ આવવું અને તાડના ફળનું પડવું ] એ ન્યાયની પેઠે ઊંટ અને બળદોને ભેળાપણું થયું તે એવી રીતે કે, જેમ ત્રાજવાં તોળીયેં તેમ ઊંટની કાંધ ઉપર બેઉ બળદો લટકી રહ્યા. તે ઊંટ વેગથી ભાગ-

વા લાગ્યો, તેવામાં મંકી બ્રાહ્મણે પોતાના જોર પ્રમાણે રોકવા લાગ્યા તોપણ રોકણા નહિ, અને અંતે છેવટમાં બળવાન્ ઊંટનું દોડવાથી તે બળદોનું મરણ નીપજ્યું. તે પછી તે મંકી બ્રાહ્મણે આવું વચન કહ્યું "કોઇ ચતુર પુરૂષ પોતાના પુરૂષાર્થ પ્રમાણે નિરંતર ઉદ્યોગ પરાયણ થાય, તોપણ અદૃષ્ટથી જે અપ્રાપ્ત વસ્તુ છે તે કોઇ ઉપાયથી મળતી નથી" આશ્ચર્ય છે કે, જો હું નિરંતર પુરૂષાર્થ કરતાં છતાં જે મારા અદૃષ્ટમાં હતું તે મને મળ્યું. જે મનુષ્યો આશા પરાયણ થઇ અર્થની ચિંતા કરેછે તે વૃથા છે. કેમકે, જે દૈવે નિર્માણ કર્યું છે તેથી ઉલટું થાતું નથી. આ જગતમાં જે જે સમારંભ કરેછે, તે તે વિફળ થાયછે; માટે અવશ્ય આ સૃષ્ટિ ચિરકાળથી બહુજ ક્લેશદાયક છે. ભાગ્યવગરનો પુરૂષ બળવાન હોય તોપણ દ્રવ્યને પામતો નથી. બાળ, સ્ત્રી, વૃધ્ધ અને રોગીને દ્રવ્યની સંપત્તિ દેખાય છે. તેમાં બાળ, વૃધ્ધ અને રોગી શું પુરૂષાર્થ કરેછે? કાંઇજ કરતા નથી; માટે સર્વલોક અજ્ઞાનથી ક્લેશ પામેછે. પુણ્યથી સર્વ પ્રાપ્ત થાયછે. મંત્રબળ, પરાક્રમ, બુદ્ધિ અને પુરૂષાર્થથી જ્યારે અલ્પ પણ મળતું નથી, ત્યારે તેમાં શું વેદના કરવી? કૃપણ મનુષ્ય નાંણા સારૂ યત્ન કરતાં છતાં જો નાંણું મળતું નથી; ત્યારે ધર્મ વાસ્તે પ્રયત્ન કરે તો કોણ દુઃખને પામે? નાંણાને ભેગા કરવામાં, રક્ષણ કરવામાં, ત્યાગ કરવામાં [ દાનમાં ] અને ખરચ કરવામાં ક્લેશ રહેલ છે, એવા નાંણાને ધિઃકારછે. એટલા વાસ્તે નાંણાના સંકલ્પને ત્યાગ કરી, અદૃષ્ટથી મ-

ભેક્ષામાં સંતોષ રાખી પ્રવૃત્ત થાવું." હવે હું મારા આત્માને ક્લેશ નહિ પમાડું, અને મનને ધર્મમાં આદરથી ધારણ કરી જેમ ફરીથી ક્લેશના પાત્રરૂપ જન્મને ન પામું એવું યત્ન કરીશ. સર્વ પાપનું ઉત્પત્તિસ્થાન જે કામ છે તેને ત્યાગ કરીશ, કેમ જે આ લોકમાં કામ સમાન કોઇ બીજું બંધન નથી. જે કામના બંધનથી જે છુટેલ છે તે ફરીથી જન્મને ભોગવતો નથી." હે કામ ! તારૂં મૂળ હું જાણું છું કે, તું સંકલ્પથી ઉત્પન્ન થયો છે, હું જ્યારે સંકલ્પ કરીશ નહિ ત્યારે તું ઉત્પન્ન થાઇશ નહિ. તું સુલભ કે દુર્લભ જાણ્યા વિના પાતાળની પેઠે દુષ્પુર ક્લેશને અર્પણ કરચ્છ, પણ તું જીતાણો કે સર્વ જગત્ જીતાય એમ સત્પુરૂષો કહેછે, માટે હમણાં દુર્જય શત્રુને જીતી લઇશ. જે નિરાશ છે તે પરમ સુખછે એમ જાણો ઇન્દ્રિયોનું દમન કરવાથી હું તાપ રહિત થાઇશ. કોઇ દુઃખ દેશે તેનાથી દુઃખ સહન કરીશ, હિંસિક પ્રાણી સામે હું હિંસા કરીશ નહિ, શત્રુની અપ્રિયતાને ત્યાગ કરી પ્રિય વચન બોલીશ. સંતોષ, કોમળતા, શાંતિ અને સર્વ પ્રાણી ઉપર દયા કરીશ. આ જગતમાં જે કામ સુખ છે તે ઉત્તમ અને દિવ્ય સુખ કહેવાય છે; પણ તૃષ્ણાના ક્ષયથી જે સુખ છે તેના સોળમા ભાગને પણ પોહોચે નહિ. હે તૃષ્ણા ! તું આ લોક અને પરલોકના વૈરાગ્યમાં શત્રુભૂત છે; માટે જે પુરૂષો નિર્માલ્યની પેઠે તારો ત્યાગ કરેછે તે અત્યંત સુખ ભોગવે છે. કામ, ભય, ક્રોધ, દ્રોહ, લોભ અને મદને ત્યાગ કરી ઉશ્નકાળમાં શીતહ્રદની પેઠે બ્રહ્મમાં પ્રવેશ કરીશ. જે ત્યાગ કર્યા

વગર સુખ મળતું નથી, પરમ પદ મળતું નથી અને જે ત્યાગ વગર નિર્ભયથી સુતો નથી તેને ત્યાગ કરી સુખી થાયછે. જ્યાં સુધી હૃદયમાંથી તૃષ્ણાનો ક્ષય થયો નથી ત્યાંસુધી મને નિરૂત્સાહ છે; માટે સર્વ કામનાને ત્યાગ કરી હૃદયમાં મનને રોકી બ્રહ્મપદમાં પ્રવેશ કરી સુખી થાઇશ."

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર ! એવી રીતે મંકી બ્રાહ્મણે બળદનો નાશ થાવાથી મનમાં પરમ વૈરાગ્ય પામી, સર્વ કામનાનો ત્યાગ કરી બ્રહ્મપદને પામ્યા. ગમે તે પુરૂષ જ્યારે હૃદયગત કામનાને ત્યાગ કરે, ત્યારે અમૃતભાવને પામે એમાં કાંઇ સંશય નથી. જુઓ ! આ મંકી બ્રાહ્મણે પોતાના પુરૂષાર્થથી અર્જિત કરેલા બળદોનો નાશ થવાથી આ લોક પરલોકની સંપતીની આશા મુકી વિષયમાં નિસ્પૃહ થઇ કેવળ ધર્મમાંજ બોધરૂપ સાધન પામી દુઃખનું કારણ જે કામના છે તેનો ત્યાગ કરી જેને યોગિયો વખાણ કરેછે અને જે વિષ્ણુનું સનાતન પદ કહેછે તેને પામ્યા.

मंकीस्तु धर्मे धृतबोधसाधनाद्विसृज्य कामं दुरितैककारणं ॥
जगाम विष्णोः पदमेव तत्परं सनातनं यत्प्रवदंति योगिनः

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां मंकीगीतं नाम पंचदशोऽध्यायः ॥१५॥

## अध्याय १६ मो.

युधिष्ठिर उवाच.

तपसा श्रद्धया वापि दानेनापि परंतप ॥

ब्रूहि प्रज्ञासमुत्पत्तौ कथं मे किं पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે—હે પરંતપ! તપ, શ્રધ્ધા અને દાન એ ત્રણમાંથી સદ્બુધ્ધિ ઉત્પન્ન થાવાનું કયું કારણ છે, અને કેમ થાય છે તે તમે મને કહિ બતાવો?

ભીષ્મ કહેછે—હે મહામતે! સેંકડો જન્માંતરના સાધનથી જ્યારે સત્વસંપન્ન બુદ્ધિ થાય અને સ્વધર્મમાં સ્થિતિ કરે ત્યારે બ્રહ્મપદને પામે. આ વાત તમારા પૂર્વજ નહુષ નામના રાજાએ શાસ્ત્રજ્ઞ બોધ્ય નામના ઋષિને પુછી હતી એમ અમે સાંભળ્યું છે.

યુધિષ્ઠિર પુછેછે—હે મહારાજ! નહુષ રાજાએ શું પુછ્યું અને તેણે શું જવાબ આપ્યો અને તેને વૈરાગ્ય કેમ ઉપન્ન થયો એ વાર્ત વિસ્તારથી મને કહો?

ભીષ્મ કહેછે—હે રાજા! આ ઠેકાણે પુરાતન ઇતિહાસ છે જેમાં શાંતિવાળા બોધ્ય ઋષિને નહુષ રાજાએ પુછ્યું.

નહુષ પુછે છે—હે તપોધન! તમે સર્વ કામનાથી નિસ્પૃહ થઇ મુક્ત પુરૂષની પેઠે કઇ બુધ્ધીનો આશ્રય લઇ આ લોકમાં વિચરો છો?

બોધ્ય કહેછે—હે રાજા! પિંગળા, સમળી, સર્પ, ભ્રમર, બાણકરનારો અને કુમારીકા એ ૭ મારા ગુરૂ છે. તેમાં જે પિંગળા છે તે અતિ નિંદિત વૃત્તિથી પોતાની આજીવિકાથી દુઃખીત થઇ સાત્વિક બુધ્ધિનો આશ્રય કરી શાંત થઇ. આશા છે તે પરમ દુઃખ છે અને નિરાશા છે તે પરમ સુખ છે. કેમકે, આશાને ત્યાગ કરી સુખેથી પિંગળા સુઇ રહિ માટે આશાને ત્યાગ કરવી. સમળા જ્યાં સુધી માંસ સ-

હિત છે; ત્યાં સુધી માંસ વગરનાં પક્ષિયો તેને દુઃખ દેછે. માંસનો ત્યાગ કરવાથી સુખ ભોગવે છે, માટે અહં-મમતાનો ત્યાગ કરવાથી પ્રાણીમાત્ર સુખ ભોગવે છે, ઘરનો આરંભ કરવો તે દુઃખરૂપ થાયછે, કોઇ દિવસ સુખને માટે થાતો નથી, જેમ સર્પ છે તે પારકા ઘરમાં પ્રવેશ કરી સુખ ભોગવે છે. ભ્રમર જેમ પુષ્પમાં સાર ગ્રહણ કરેછે તેમ મતિમાન્ પુરૂષે મ્હોટાં નાનાં શાસ્ત્રમાંથી સાર લેવો. બાણનો કરનાર પુરૂષ મનની વૃત્તિ બાણમાં હોવાથી નગારા નીશાન સહિત પાશેથી ચાલ્યા જાતા રાજાને ન દીઠા, તેવી રીતે આત્મામાં વૃત્તિ રાખવી. ઘણા પુરૂષના સહવાસથી ક્લેશ થાયછે અને બે જણની સાથે પણ વાતચિત્ત થાયછે. જેમ કુમારીના હાથમાં રહેલાં લણ ત્રણ બલોયાંનો શબ્દ થાતો અને બેનો પણ ખડભડાટ થાતો હતો જ્યારે એકેકું રહ્યું ત્યારે શબ્દ થયો નહિ, તેમ જ્ઞાની પુરૂષે એકાએક વિચરવું. એવી રીતે તેનાં ચેષ્ટિતને લઇ અને સર્વ કામનાને ત્યાગ કરી મુક્તની પેઠે વિચરૂં છઊં.

ભીષ્મ કહેછે—હે રાજા ! એવી રીતે બોધ્ય ઋષિ નહુષ રાજાને કહિ ચાલી નિકળ્યા. તે પછે રાજા પણં પોતાને ઘેર ગયા. હે રાજા ! આ લોકમાં પુરૂશાર્થની ઇચ્છા કરનારા અને ગુરૂના દર્શનથી સત્કાર પામેલા પુરૂષો હોય છે, તે પણ જ્યારે આ બોધ્ય ઋષિની પેઠે સમજીને વિચરે તો સનાતન બ્રહ્મપદને પામે.

अवैहि राजन्पुरुपार्थकांक्षिणां भवंति लोकागुरुदर्शसंमताः
तथापि बोध्योविचरन् यथासुखं समीयिवान्ब्रह्मपदंसनातनं॰

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां बोध्यनहुपसंवादो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

---

# अध्याय १७ मो.

## युधिष्ठिर उवाच.

सर्वेषामेव लाभानां कोनु लाभः परः स्मृतः ॥
एतन्मे संशयं तात श्रोतुमिच्छाम्यशेषतः ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે– હે પિતામહ! સર્વ લાભમાં ઉત્તમ કયો લાભ છે એ મારા મનમાં સંશય છે, તેને હું યથાર્થ રીતે સાંભળવાને ઇચ્છા કરૂં છઊં.

ભીષ્મ કહેછે–હે રાજા ! પ્રજ્ઞા [ આત્માકાર બુદ્ધિ ] ના લાભથી આ જગતમાં બીજોકોઇ લાભ નથી. પ્રજ્ઞામાન્ પુરૂષ આ લોક અને પરલોકના સુખને ભોગવે છે. પ્રજ્ઞાથી બળી રાજા, નમુચિ અને મંકી અક્ષય ઐશ્વર્યને પામ્યા છે, તેઓયે બીજું શું સાધન કર્યું હતું? કાંઇજ નહિ. હે રાજા ! આ ઠેકાણે ઇંદ્ર અને કાશ્યપના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ કહું, તે તમે સાંભળો. કોઇ એક વૈશ્ય જાતિ ધન અને ઐશ્વર્યના મદથી રથમાં બેશી માર્ગે ચાલ્યો જાતો હતો. તેણેરથના વેગથી કાશ્યપ બ્રાહ્મણને પાડી નાંખ્યા. તેવા સમયમાં તે બ્રાહ્મણ દુઃખથી પીડા પામી રાડો નાંખતાં આવું વચન બોલ્યા. “ અરે ! હું મરી જાઇશ. દ્રવ્ય વગરનો હું કયા લોકને પામીશ? ” એમ કહિ મૃત્યુનો સંકલ્પ કરી દીનતાથી બેઠો. તેવા સમયમાં ઇંદ્ર દેવ શીયાળનું રૂપ ધારણ કરી તેની પાશે આવી તેને મોતનાં નિષેધ કારક આવાં વાક્યો કહેછે.

શૃગાળ કહેછે– હે બ્રાહ્મણ ! જેમ તારૂં ચિત્ત બીજાના હિતમાં અનુકુળ નથી તેમ બીજાનું ચિત્ત તારી ઉપર હિતકારક નથી; માટે શ્યા કારણ પરિતાપ કરછ. જેમ તારૂં મન તારા આત્મા પ્રત્યે અનુકુળ છે, તેવીજ રીતે અન્યને પણ પોતાના આત્મા ઉપર અનુકુળતા છે, માટે તારા મનને તું નિવૃત્ત કર્ય. માણસે જન્માંતરમાં જે કર્યું છે તે આ જન્મમાં સુખ, દુઃખ ભોગવે છે કોઈ દુઃખ હેતું નથી. હે મઢ ! સર્વ દુઃખના ઔષધરૂપ ધર્મ કેમ સેવન કરતા નથી? ધર્મ કરવાને હું સરખા જે અશક્ત છે, તે શોચ કરેછે તમે તો ધર્મક્રિયા કરવાને શક્ત થઇ શોચ કેમ કરોછો ? હે મુને ! ઘણા પુણ્યથી માનુષ દેહ પ્રાપ્ત થાયછે તેમાં પણ વિપ્રપણું વિપ્રમાં પણ શ્રોત્રિયપણાને પામીને અરે હું ધનવગનો છઊં એવા વૈરાગ્યથી મરવાની ઇચ્છા કરો છો? ધનની ઇચ્છા વિષયી પુરૂષો રાખે છે. દરિદ્રી પુરૂષો ઊંચું ઊંચું જોતા જાયછે, ધનિ પુરૂષો તો નીચું નીચુ જુએ છે, તેમાં વિચાર કરો કે, કોની મ્હોટાઇ છે? જે સુકૃતિ બુદ્ધિવાળા છે તે ધનને અને વિષયને ત્યાગ કરે છે, ધનની જે સ્પૃહા છે તે દુઃખનીજ સ્પૃહા છે, એમ જાણી સત્પુરૂષોએ ધનની નિંદા કરેલ છે. જે પુરૂષ પોતાના ધર્મમાં રહિને સંતોષ પામે છે, તે સ્વર્ગમાં અત્યંત સુખ ભોગવે છે. જેણે ધનની તૃષ્ણા ત્યાગ કરી છે, તેને જે સુખ છે તે સુખ દ્રવ્ય સારૂ આમના તેમના દોડનારને નથી. અર્થની ઇચ્છામાં મહા દુઃખ, મેળવવામાં વધારે દુઃખ, સંચય કરેલાના વિયોગમાં અતિમહા દુઃખ છે. જેમ પ્રાણધારીને,

કાળથી ભયછે તેમ દ્રવ્યવાળાને રાજાથી, જળથી, અગ્નિથી, ચોરથી અને પરચથી નિરંતર ભય રહેછે. જેમ જળમાં માછલાં માંસને ભક્ષણ કરેછે, પૃથ્વીમાં કુતરાઓ ભક્ષણ કરેછે અને આકાશમાં પક્ષિઓ ભક્ષણ કરે છે. તેમ બધા સ્થાનમાં ધનવાળાને ભય છે. દરિદ્રી દ્રવ્યની ઇચ્છા કરે, દ્રવ્યવાન્ રાજ્યની ઇચ્છા કરે, રાજા પૃથ્વીની ઇચ્છા કરે, પૃથ્વીપતિ ચક્રવર્ત્તિની ઇચ્છા કરે, ચક્રવર્ત્તિ ઇન્દ્રની ઇચ્છા કરે, ઇંદ્ર બ્રહ્મપદને ઇચ્છા કરે છે. એવી રીતે તૃષ્ણાના અંતને કોઇ પામ્યો નથી. એટલા સારૂ હે બ્રાહ્મણ ! મહાન્ તૃષ્ણાને ત્યાગ કરય. મ્હોટી સમૃદ્ધિ મળી તો પણ તૃષ્ણા શાંત થાતી નથી, અને ઉલટી અગ્નિમાં કાષ્ટની પેઠે વૃધ્ધિ પામેછે. હે દ્વિજ ! જેવો સ્વપ્નમાં લાભ તેવો અર્થ સંપત્તિનો લાભ મનુષ્યને ક્ષણ માત્ર લાભ છે. દેહિને અર્થ સંપાદન કરવામાં કામ, ક્રોધ, મત્સર, લોભ, મોહ, ભય અને મદ એટલા દોષ રહ્યા છે, એમ મહાત્મા પુરૂષો કહેછે; માટે હે નાથ ! નાણા વાસ્તે પ્રાણ ત્યાગ કરવાને કેમ ઇચ્છા કરોછો ? નિચ જાતિને પણ પોતાના પ્રાણ ત્યાગ કરવાનું પાપ લાગે છે, ત્યારે બ્રહ્મવેત્તાને કેમ ન હોય ? અહો ! ! હે ભાઇ ! જેને હાથ છે તે સિધ્ધ અર્થવાળા છે, જેમ તમને દ્રવ્યની ઇચ્છા છે તેમ અમને હાથની ઇચ્છા થાય છે. હું હાથ વગરનો છઊં તોપણ કોઈ જંતુને દુઃખ દીધા શિવાય કાંટાને કાઢી નાંખું છું; એમ છતાં મારો પ્રાણને ત્યાગ કરતો નથી, હું તો કષ્ટ યોનિમાં પડયો છઊં. તમારો અવતાર ડાઢવાળા પશુનો છે, શૃગા-

अतिक्रामति कालेस्मिन् सर्वभूतक्षयावहे ॥
किंकर्त्तव्यं गृहस्थेन तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછે છે—હે પિતામહ ! સર્વ પ્રાણીમાત્રના ક્ષય કારક કાળના પ્રવાહમાં ગૃહસ્થે શું કરવું તે મને તમે કહો ?

ભીષ્મ કહેછે હે યુધિષ્ઠિર ! સર્વ પ્રાણી ઉપર દયા કરવી, સર્વ ઇન્દ્રિઓનો જય કરવો અને સર્વમાં અનિત્ય બુધ્ધિ એટલે જે પદાર્થ છે તે નાશવંત છે, એવી બુધ્ધિ કરવી, તે પરમ શ્રેય છે. આ ઠેકાણે પિતા પુત્રના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ છે તે સાંભળો. કોઇ મેધાવી નામે બ્રાહ્મણના પુત્ર હતા તે પોતે વેદાધ્યન સંપન્ન છત્તાં પોતાના પિતાને આવું વચન પુછે છે.

પુત્ર પુછેછે— તાત ! શુભેચ્છુ ધીર પુરૂષે આયુષ્યના ક્ષયની પેહેલાં કયા ધર્મનું આચરણ કરવું તે તમે મને કહો, હું તે ધર્મ આચરણ કરૂં.

પિતા કહેછે—હે પુત્ર ! બ્રહ્મચર્ય વ્રતવાન્ થઇ, વેદાધ્યયન કરી, પિતૃને તૃપ્ત કરવા સારૂં પુત્ર ઉત્પન્ન કરી, અગ્નિનું સેવન કરી, વિધિપ્રમાણે યજ્ઞો કરી અને પછે આત્માનું સાધન કરવા વાસ્તે વનમાં પ્રવેશ કરવું.

પુત્ર કહેછે—હે પિતા ! મનુષ્યને મૃત્યુ સાન્નિધ્ય છે, જરાથી પીડિત અને વ્યાધિથી ગ્રસ્ત થયેલ તેણે શું કરવું ? તમે તો સ્વસ્થ પુરૂષની પેઠે બોલો છો. જેનું મૃત્યુ છે તેની પ્રતિક્રિયા [ ઉપાય ] કોઇ નથી, અને હું તો હમેશાં સંસાર રૂપજાળમાં વીંટાણો છઉં; ત્યારે વાટ જોઇ કેમ બેશી રેહેવાય ? જેમ પાણીનો ક્ષય થવાથી મત્સ્યને ક્ષય નજીક

આવે છે તેમ. રાત્રીઓ જેમ જેમ જાય છે તેમ તેમ મનુષ્યની આયુષ્ય કપાતી જાયછે; માટે કોણ પુરૂષ ધિર્યતાને ગ્રહણ કરે ? હે તાત ! આદિત્યના રથના વેગથી ક્ષણ ક્ષણમાં આયુષ્ય ક્ષિણ થાયછે; ત્યારે દેહિને આયુષ્યનું દીર્ઘપણું ક્યાંથી પ્રાપ્ત થાય ? જેમ કાચા ઘડામાં પાણી ક્ષય થાય તેમ દેહિની આયુષ્યનો ક્ષય છે. જેમ પીપળના પાનમાં રહેલા જળના બિંદુને વાયુના વેગથી ક્ષય થાતાં વાર લાગતી નથી, તેવી રીતે આયુષ્યનો ક્ષય થાતાં વાર લાગતી નથી. જેમ કોઇ મનુષ્યને કાંધે મારવા લઇ જાય, તેને મૃત્યુ નજીક આવેછે, તેમ દિવસે દિવસે પ્રાણીને કાળ નજીક આવેછે; માટે મનુષ્યે અહર્નિશ સવારમાં ઉઠીને વિચારવું કે, આજ મરણ, વ્યાધિ અને દુઃખના મધ્યમાં શું મ્હોટો ભય પડશે. ? આ લોકમાં જે જાત વસ્તુ છે, તે કોણ નાશ નહી થાય ? હે તાત ! માટે બાળકપણામાંથીજ ધર્મનું આચરણ કરવું. જેમ પાકેલાં ફળને પડવાનો ભય છે, તેમ મનુષ્યને જીવિતના ક્ષય થાવાનો ભય છે; માટે વિવેકી પુરૂષે પાપનો ત્યાગ કરી આત્માનો વિચાર કરે તો ચોમાસામાં સુકેલા કાષ્ટની પેઠે સ્થિર રહેછે. જેમ નદીનો પ્રવાહ વયો જાયછે તેમ મનુષ્યની આયુષ્યને કાળ ખેંચી લઇ જાયછે. જેમ ઘરમાં રાખેલો જીર્ણ સ્તંભ ખેદ પામતો રહેછે, તેમ કાળને વશ થઇ પ્રાણી ખેદ પામતા વસેછે. જ્યારે કાળ વશ થાય છે ત્યારે પ્રાણી દુઃખથી “ અરે ! આ મારી સ્ત્રી, આ મારા પુત્ર, આ મારો વૈભવ, આ મારાં બંધુજન અને આ કુટુંબજન છે ” એમ બોલતા પ્રાણીજનને પશુ-

સરખો પરતંત્ર અને પોતાના રક્ષણમાં અશક્ત છે, તેને ઇશ્વર વગર રક્ષા કરનાર બીજું સાધન નથી. પોતાનાં કર્મથી જન્મ, વૃદ્ધિ, સુખ, દુઃખ અને મૃત્યુ પામે છે. હું કોણ છઊં, ક્યાં જાઇશ, ક્યાંથી આવ્યો છઊં, કોણ મારો બંધુ છે, હું કેનો છઊં, મારે કોઇ બંધુ નથી, દારા, સુત, બાંધવ અને સુહૃદ્ એ સર્વે કર્મને લીધે ભેળા થાય છે, એમ જ્યારે વિચાર કરે ત્યારે આ લોકમાં કોનું કોણ છે એમ નિશ્ચય થઇ શકતો નથી, આખા જગતનું કારણ મોહ છે. આ અસત સંસારમાં વિજળી સદૃશ સર્વને મિથ્યા જાણી વિવેકી પુરૂષે વિરામ પામવું. હે પિતા! હવે હું તમને વારંવાર શું કહું? આ જગતમાં જે કાંઇ દેખાય છે તે સર્વે મિથ્યા છે, અને એમાં જે વાસ કરી રહેલ છે તે વસ્તુ નિત્ય જ્ઞાન સ્વરુપ છે, જેનું યોગિઓ ધ્યાન ધરે છે. જેને મોક્ષની ઇચ્છા હોય તેણે જે વસ્તુ કાંઇ અંતરમાં અને બહાર દેખાય છે તે સર્વ મનની આસક્તી રૂપછે; માટે તેનો ત્યાગ કરી જ્ઞાનયોગમાં પરાયણ થાવું. જ્યારે મનુષ્ય વિષયની આકાંક્ષાને ત્યાગ કરી, મનને હૃદયમાં રોકી નિર્મળ ભાવ થાય ત્યારે મોક્ષપદને પામે. કોઇ એક સહસ્ત્ર અશ્વમેધ અને એક સો વાજપેય યજ્ઞ કરે; તોપણ ધ્યાનયોગની સોળમી કળાને પામતો નથી.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! મોક્ષધર્મને પાળનાર પુત્રનાં વચન સાંભળી મોક્ષ જાણવા સારૂ શરીરમાં આત્મભાવને ત્યાગ કરી મનમાં વૈરાગ્ય પામી સંસારના સુખથી નિસ્પૃહ થઇ અને રવિમંડળમાં રહેલા, જે શંખ, ચક્ર સહિત છે,

જેણે કાંતીથી જગત્ વ્યાપ્ત કરેલું, ભૂષણથી ઉજવળ અને યજ્ઞ પુરૂષ, અનંતરૂપ, કાર્તિકસ્વામીના હૃદયમાં રહેલા અને પરમાત્મા તેને જાણી ઉત્તમ સ્વરૂપને પામ્યા.

सशंखचक्रं रविमंडलेस्थितं कुशेशयाक्रांतमनंतमच्युतं ॥
जगामबुद्ध्यासवनीयरूपिणं द्विजोत्तमाश्चित्राविभूषणोत्तमम् ॥
इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां पितापुत्र संवादो नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥

---

## अध्याय १९ मो.

### युधिष्ठिर उवाच.

कथं निर्वेदमापन्नः शुको वैय्यासकिः पुरा ॥
एतन्मे तत्वतः सर्वं समाचक्ष्व पितामह ॥ १ ॥

યુધિષ્ટિર પુછે છે—હે પિતામહ ! વ્યાસના પુત્ર શુકદેવજી વૈરાગ્યને કેમ પામ્યા, એ વાત મને તમે યથાર્થ કહેવા લાયક છો ?

ભીષ્મ કહેછે-હે રાજા! અજ્ઞાનીની પેઠે સમગ્ર વેદ ભણીને નિર્ભયથી અધ્યયન કરનાર પુત્રને વ્યાસજી શીખામણ દેછે.

વ્યાસ કહે છે—હે પુત્ર ! જીતેન્દ્રિય થઇ ધર્મનું સેવન કરો તેમજ તિતીક્ષા જે ટાઢ, તડકો, ભુખ, તરશ, અને કોપને ત્યાગ કરો. ધર્મથી રહીત જે કર્મ હોય અને તે મહાફળદાયક હોય તોપણ વિવેકી તેને હિતકારક કહેતા નથી. ખરેખર જે ધર્મ છે તેજ મરણ પછી સહાયભૂત થાયછે, અને અન્ય સર્વ શરીરની સાથે નાશ પામેછે. મા, બાપ, પુત્ર,

દારા અને જ્ઞાતિ પરલોકમાં કોઇ સહાય થાતું નથી કેવળ ધર્મજ રહેછે. જે મોહથી ધર્મની નીંદા કરેછે, તે અવળે માર્ગે ચાલનારા જાણવા અને તેનો નાશ થાયછે. કોઇ ધનવાન્, સામર્થ્યવાન્, શ્રવણગળવાન્, નિર્ધન અને મૂર્ખ હોય તો તેનો જન્મ ધાન્યમાં ફોતરા, પક્ષિમાં પૂત્તિકા [—મધમાખી ] અને કીટમાં મચ્છર સદૃશ છે, અને તેનું જીવિત વૃથા છે. જે ધર્મ છે તે માતા; પિતા; બંધુ, સુહૃત્, ભાઇ; સખા સ્વામી અને પરંતપ છે; માટે સર્વ પ્રકારથી હે પુત્ર! સ્વસ્થ મન રાખી નિરંતર ધર્મનું સેવન કરો. ધર્મથી જે વિમુખ થાય છે, તે મરણ પછી અંધતમ નામના નરકમાં પડેછે. હે પુત્ર! જે સંતોષી, શ્રવણમાં તત્પર, સત્ય, દયા, કોમળતા, જીતેન્દ્રિય અને જીતક્રોધ છે, તેની પાસે જઇ ધર્મને પુછી તેનું સેવન કરો. તેમજ દાંત અને ધર્મશીળ પુરુષોનાં વાક્યને મનમાં ધારણ કરી અવળે માર્ગે ચાલનારૂં જે મન છે તેને બુદ્ધિથી સમાધાન કરો. સર્વ પ્રાણીનું જે મન તે શુભાશુભને ભેળું કરેછે; અશુભથી પાછું વાળી શુભમાં ધારણ કરો. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, નિદ્રા, મત્સર, આળસ્ય અને નાસ્તિક બુદ્ધિનો ત્યાગકરી સત્ય, કોમળતા, આસ્તિક બુદ્ધિ, અઘાતકીપણું, અમત્સર, બ્રહ્મચર્ય, અહિંસા અને ક્ષમાને સેવન કરો. સ્વર્ગમાં પ્રાપ્ત થાવાને સોપાન સરખું અને દુર્લભ જે મનુષ્ય દેહછે તેને પામીને આત્માને એવો સાધો કે, ફરીથી જન્મ ન થાય. જે બ્રાહ્મણ ક્રોધ, લોભ નિદ્રા અને આળસ્યને વશ થઇ વિષયમાં લુબ્ધ રહેછે, તે પોતાના શ્રેયથી ભ્રષ્ટ થાયછે. બ્રાહ્-

ણનુ શરીર આ જગતમાં ભોગ ભોગવવાને અર્થે નથી કેવળ તપ તપીને ક્લેશ ભોગવે તો અંતે તે અનંત સુખને માટે કલ્પાય છે. જે વેદ પ્રતિપાદિત કર્મ છે તેને તમે યત્નથી સેવન કરો. અને નિંદિત છે તેને ત્યાગ કરો. જે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી છે તે જો વિધિ પ્રમાણે ધર્મનું પાળન કરે તો પરમ અવ્યયપદને પામે છે. જે બ્રાહ્મણ સરલસ્વભાવ, તપસ્વી, સંતોષી, સત્ય બોલનાર, જીતેન્દ્રિય, દાંત, દાતા અને દયાળુ છે તે ખેદ પામતો નથી કઠોરતા, અનૃત, નાસ્તિકપણું, મત્સર, ચાડી નિર્દયપણું અને પાપબુદ્ધિને ત્યાગ કરવાં. જે પુરૂષ કામ અને અર્થ એ બે પુરૂષાર્થમાં તત્પર રહે અને ધર્મમાં તત્પર ન રહે તે પુરૂષની સાથે વિવેકી પુરૂષે ભાષણ કરવું નહીં. હે તાત ! પ્રાતઃકાળમાં ઉઠી પરલોકમાં જેમ હિતથાય તેવું ચિંતવન કર્યા પછી ધર્મકાર્યનો વિચાર કરવો, કેમ જે અકસ્માત મરણ પ્રાપ્ત થાય તો ધર્મ કરવો બને નહીં. સો વર્ષનું જીવવું છે તોપણ અતિ અલ્પ છે કેમકે, અર્ધ આયુષ્ય નિદ્રામાં જાય છે અર્ધ આયુષ્ય બાલ્ય, શોક, જરા અને દુઃખથી નિષ્ફળ જાયછે. જેનો જન્મ ધર્મ, અર્થ, અને કામને અર્થે થાતો નથી તે મનુષ્યનો જન્મ તૃણ બરોબર સમજવો. હે પુત્ર ! તમારી બરોબર અવસ્થાવાળા અને રૂપવાળા મૃત્યુમાં ગળીત થયેલાને જોતાં છતાં મનમાં કેમ ત્રાસ થાતો નથી ? માટે તારૂં હૃદય લોઢાનું છે એમ જણાય છે. આ દેહ પાણીના ફીણ સરખો છે તેમાં વળી જે અનિત્ય સંસાર છે તેમાં તમે કેમ સુતા છો ? પુત્ર, દારા, કુટુંબ, સ્રીસુખ અને

38176

દ્રવ્યસંચય એ બધા અનિત્ય છે, સુકૃત અને દુષ્કૃત એ બે નિત્ય છે. હે પુત્ર ! વિશ્રામ અને આલંબન વગરનો જે સંસારરૂપ વગડામાં ઉપદેશ વગર તું એકાએક કેમ જઈશ.? સત્યરૂપ પાત્ર, તપરૂપ તેલ, દયારૂપ વાટ અને ક્ષમારૂપ રક્ષણ છે, એવા દીવાને યત્નથી ધારણ કરી સંસારરૂપ અંધારામાં રહી જ્યારે સર્વ વસ્તુનો ત્યાગ કરીને જવાનો વિચાર કરશો; ત્યારે તમારી ધીર્યતા રેહેશે નહિ, અને મૃગની પેઠે બંધાઇ જઇશ. મનુષ્ય જ્યારે દેહનો ત્યાગ કરીને પરલોકમાં જાયછે; ત્યારે શુભ અને અશુભ લઇને જાયછે. સુહૃત્, સંબંધી અને બાંધવ ભેળા જાતા નથી. હે પુત્ર ! તારાં મા, બાપ, પુત્ર અને સ્ત્રી સેંકડો ચાલ્યા ગયાં, અને તું પણ તેવી રીતે કેટલાકનો થઇ ગયો છો, તારે તેનું પ્રયોજન નથી અને તેને તારૂં પ્રયોજન નથી. તે સર્વે પોતાના કર્મથી જાય અને આવેછે, તું પણ તારા કર્મથી જન્મછ અને મરણ પામછ. તું જોતાં છતાં દેખતો નથી, સાંભળતાં છતાં સાંભળતો નથી. બુધ્ધિવાન્ તું સર્વ ઇન્દ્રિઓને જાણછ. હે પુત્ર ! આ સંસાર સમુદ્રને અહિંસા. સત્ય, સંતોષ, ક્ષમા, આર્જવ અને તપરૂપ વાહાણમાં બેશી યત્નથી પાર ઉતર્ય. ધર્મ સમાન બાંધવ, સુહૃત્, લાભ અને ગની નથી. જે પુરૂષ સમીપ રહેલા મૃત્યુને જોઇને ધર્મ આચરણ કરતો નથી તેનો જન્મ બકરાના ગલસ્તનની પેઠે વૃથા છે. ઘણું કરી જયારે પાપ રહિત પુરૂષ થઇ ધર્મમાં પ્રવૃત થાય ત્યારે જ્ઞાન થાય, જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાયછે;' માટે જે મનુષ્ય, વાણી અને મનથી કર્મ કરેછે અને કર્મના ફળની

આશા રાખે નહીં, ત્યારે તે પુરૂષ મોક્ષને પામે છે.

શુકદેવજી પુછેછે–હે પિતા ! પ્રાણીમાત્રનાં નાના પ્રકારનાં ધર્મ મેં સાંભળ્યા અને હમણા મને મોક્ષનો મારગ કહો ?

વ્યાસ કહેછે,– હે પુત્ર ! મનુષ્યને તપ, ઇન્દ્રિઓનો નિગ્રહ અને દુષ્ટના સંગનો ત્યાગ કર્યા વગર મોક્ષ મળતો નથી. બ્રાહ્મણને વિદ્યા અને તપ એ બે શ્રેય કરનારાં છે. કેમ જે તપથી પાપ બળે છે અને વિદ્યાથી મોક્ષ પ્રાપ્ત થાયછે જેમ મધ સહિત અન્ન અને અન્ન સહિત મધ એ બે છે, તેમ તપ અને વિદ્યા એ બે ભેષજ છે. જેનું જીવિત ધર્મ સારૂ છે, તે ધર્મ જ્ઞાનને વાસ્તે, જ્ઞાન ધ્યાન વાસ્તે અને ધ્યાનયોગથી મોક્ષ પામે છે. સર્વ દુષ્ટજનના સંગનો પરિત્યાગ, સર્વ દ્વંદ્વ [શિતોષ્ણાદિ] નું સહનપણું, અને સર્વ પ્રાણી ઉપર સમબુદ્ધિ એ સાધનો મોક્ષને પ્રાપ્ત કરનારાં છે. જે પદ્માસન અને નાસીકાના અગ્ર ઉપર દૃષ્ટી રાખવી તે યોગ નહીં કેવળ મનઆદિ ઇન્દ્રિઓને રોકવું તેને યોગ કહેછે. જે પુરૂષ મન આદિ ઇન્દ્રિઓને હૃદયમાં રોકી અને એકાંતમાં બેશીને જ્યારે વિચાર કરે છે; ત્યારે બ્રહ્મપદને પામે છે. જે કાયા, વાણી અને મનથી સર્વાત્મા વાસુદેવનું ભજન કરેછે તે મોક્ષને પામે છે. એનેજ પરમ જ્ઞાન, પરંતપ, પરમ યોગ અને પરમ સાધન કહેછે.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર ! એવી રીતે વ્યાસનાં વચન સાંભળી શુકદેવજી સર્વ દુઃખને સહન કરી, ઇન્દ્રિયોની વૃત્તિને રોકી, પરમ પુરૂષાર્થની મનમાં આકાંશા રાખી, પોતાના પિતાને નમસ્કાર કરી ઘરથી ચાલી નીકળ્યા. હે રા-

જા ! તમે પણ યોગયુક્ત થાઓ, અને શુકદેવજીની પેઠે સમજીને મોક્ષ પામો. વ્યાસે કહેલા આ આખ્યાનને જે સાંભળશે, તે સર્વ પાપથી રહિત થઇ વિષ્ણુના લોકને પ્રાપ્ત થશે.

य इदं शृणुयान्नित्यं व्यासेन परिकीर्त्तितं ॥
विमुक्तः सर्वपापेभ्यो विष्णुलोके सगच्छति ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां शुकानुशासनं नामैकोनविंशोऽध्यायः ॥ १९ ॥

---

## अध्याय २० मो.

युधिष्ठिर उवाच.

इदं देयमिदं देयमितीदं श्रुतिनोदितं ॥
बहुदेयाश्च राजान स्तैर्देयं किं विशिष्यते ॥ १ ॥

યુધિષ્ટિર પુછેછે—હે પિતામહ ! આ દાન દેવું, આ દાન દેવું એવો વેદનો હુકમ છે; તો ઘણાં દાન દેનારા તો રાજા હોય છે, માટે કયું દાન વિશેષ છે એ મને કહો ?

ભીષ્મ કહેછે– હે રાજા ! સર્વ દાનના મધ્યમાં પાપને નાશ કારક અને સ્વર્ગને દેનાર ભૂમિદાન ઉત્તમ છે, એમ મહાત્મા પુરૂષો કહેછે હે રાજા ! સર્વ દાનનો સમાવેશ પૃથ્વીમાં છે, માટે પૃથ્વીનો દાતા સર્વથી શ્રેષ્ઠ કહેવાય છે. સોનું, રૂપું વસ્ત્ર બીજાં નાના પ્રકારનાં રત્નોનાં દાન દેનારાના લોકો પૃથ્વીપર્યંત નાશ પામતા નથી. તપસ્વી, યજન કરનાર, બહુશ્રુત અને ગુરૂદેવતાનું પૂજન કરનાર પૃથ્વી-

ના દાન દેનારને ઉલ્લંઘન કરી શકતા નથી. જે પૃથ્વીનું દાન આપેછે તે પુરૂષ કુલીન, વિદ્વાન્, પુણ્યકરનાર અને તે સર્વદાતા કહેવાય છે. જે મનુષ્ય વેદભણેલ, દરિદ્ર, ઘણાક કુટુંબવાળો અને સ્થાન ન હોવાથી ખેદ પામનારને પૃથ્વીનું દાન આપે તો સર્વ કામનાને પામેછે. પૂર્વે જમદગ્નિયે મહિમા સાંભળી કશ્યપને પૃથ્વીનું દાન આપ્યું છે અને પૃથ્વીયે પણ કહ્યું છે કે, **मामदत्त्वा न मां प्राप्स्ये मां दत्त्वा मामवाप्स्यथ ॥** આ લોકમાં મને આપીશ નહિ તો મને પામીશ નહિ જો મને આપીશ તો પામીશ. આ ઠેકાણે પુરાતન ઇતિહાસ છે; જેમાં બૃહસ્પતિ અને ઇન્દ્રનો સંવાદ છે.

ઇન્દ્ર પુછેછે—હે ભગવન્ ! જેના દાન દેવાથી અક્ષય ફળ મળે અને સુખ ભોગવે તે દાન મને કહેવા લાયક છો ?

બૃહસ્પતિ કહેછે-હે ઇન્દ્ર ! પૃથ્વીના દાન સમાન બીજું કોઇ છે કે નથી એ મેં પિતામહને પુછેલ છે તેણે જે મને કહેલ છે તે હું તમને કહું છઊં. જે મ્હોલ સહિત પૃથ્વીનું દાન આપે તે પુરૂષ પાંચ પેઢી ચાલી ગયેલી, પાંચ થાશે અને અગીયારમો પોતા સહિત તરે છે. જે શેરડી સહિત તેમજ યવ અને ગોધુમ સહિત પૃથ્વીનું દાન આપે છે, તે સ્વર્ગને પામે છે; હે પુરંદર ! શંખ, સિંહાસન, છત્ર અને ઉત્તમ હાથિઓ આપે છે, તેને પૃથ્વીના સંકલ્પમાં કહ્યા પ્રમાણે ફળ મળે છે. જેમ શુક્લ પક્ષમાં ચંદ્રમાની કીણા વૃદ્ધિ થાય છે, તેમ પૃથ્વીના દાનનું ફળ વૃદ્ધિ પામે છે. જેણે બ્રહ્મહત્યા, ગોહત્યા, પિતૃહત્યા અને ગુરૂસ્ત્રીગમન કર્યું હોય, તેણે સર્વ સદ્ગુણ સંપન્ન બ્રાહ્મણને પૃથ્વીના દાન

દેવાથી પાપ છુટે છે. જે મનુષ્ય ખેદ પામનાર, ચાકરવાળો અને અગ્નિને ધારણ કરનારને આજીવિકારૂપ પૃથ્વીનું દાન આપે તો સુખી થાય છે. જે રાજાઓ સંકીર્ણ પાપ કરનારા અને પાપયુક્ત ચિત્તવાળા જો પૃથ્વીનું દાન આપે તો તે સર્વ પાપથી મુકાય છે. હે પુરંદર! પૃથ્વીના સમાન કોઇ દાન નથી, અને તે સરખો કોઇ વિધિ નથી. સત્યસમાન કોઇ ધર્મ નથી. સદ્ગતિસમાન કોઇ ગતિ નથી.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! એવી રીતે ઇન્દ્રે પૃથ્વીના દાનનો મહિમા સાંભળી અન્નથી ભરેલી પૃથ્વીનું દાન બૃહસ્પતિને આપ્યું. હે રાજા! તમે પણ તમારા પરાક્રમથી પ્રાપ્ત કરેલ પૃથ્વીનું દાન વેદભણેલ બ્રાહ્મણને નિરંતર આપો.

યુધિષ્ઠિર પુછેછે—હે પિતામહ! પૃથ્વીના દાન દેવામાં ગુણ શું છે, અપહરણ કરવામાં પાપ શું છે તે તમે કહેવા યોગ્ય છો.

ભીષ્મ કહેછે—હે રાજા! પૃથ્વીનું દાન દેનાર સાઠ હજાર વર્ષ પર્યંત સ્વર્ગમાં વસે છે અને પૃથ્વીને અપહરણ કરનાર અને તેમાં સહાય કરનાર તેટલાજ વર્ષ સુધી નરકમાં પડેછે. કોઇએ કોઇની આજીવિકારૂપ પૃથ્વી ઝોટી લેવી નહીં. વેદભણનાર, દરિદ્રી અને કુટુંબવાળાને પ્રતિજ્ઞા કરી અને પછે પૃથ્વીનું દાન દેતો નથી તેનો અપરાધ સમગ્ર કુળનો નાશ કરે છે. મ્હોટા પાપનું નિવારણ સ્મૃત્યાદિકમાં કહેલ છે પણ બ્રાહ્મણના દ્રવ્યને હરણ કરનારનું નિવારણ દેખાતું નથી. જે મનુષ્ય પોતે દીધેલી અથવા બીજાએ આપેલ જે પૃથ્વીને ઝોટી લેછે તે પેટે ચાલનારા જંતુનો અવતાર ગ્રહણ કરી વારંવાર મરણ પામે છે. અને જે પૃ-

થ્વી સંબંધી આજીવિકાને હરણ કરનારો કોઇ પુરૂષો રાજ્ય ભોગવનારા દેખાતા નથી; અને તેનું સ્થાન પર રાજા હરણ કરી લેછે; માટે હે રાજા ! તમે પૃથ્વીનું દાન આપો. પુર્વે દીધેલી પૃથ્વીને કોઇ રાજા પ્રતિપાલન કરતો નથી, તે રાજા દુઃખીત થાયછે; માટે દાન દેવાથી તેનું પ્રતિપાળન કરવું તે શ્રેય કારક છે. સગરાદિ રાજાઓએ પૃથ્વીદાન આપ્યું છે. જ્યારે જેની પૃથ્વી તેને તેના દાનથી ફળ મળે છે. હે રાજા ! તમારે જો શાશ્વત ગતીની ઇચ્છા હોય તો કોઇ દિવસ બ્રાહ્મણની પૃથ્વીનું હરણ કરવું નહીં, અને બ્રાહ્મણની પૃથ્વી સાથે સીમાડા બાબત તકરાર થાય તો પૃથ્વી દેવી પણ હરણ કરવી નહીં; કેમ જે હરણ કરવાથી મહાન્ નરકની પ્રાપ્તી થાયછે. આ પૃથ્વીના દાનના મહિમાને કોઇ શ્રાદ્ધના કાળમાં પાઠ કરશે તો તેના પિત્રિઓને અર્પણ કરેલાં અન્ન જળ અક્ષય થાશે.

य इदं श्राद्धकाले च भूमिदानस्य संभवं ॥
अक्षय्यमन्नदानं च पितॄंश्चैवोपतिष्टाति ॥ १ ॥

इतिश्री इतिहाससमुचये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां भूमिदानं नाम त्रिंशोऽध्यायः ॥ २० ॥

---

## अध्याय २१ मो.

### युधिष्ठिर उवाच.

गवां दानं महादानमेवमाहुर्महर्षयः ॥
विस्तरेण महाप्राज्ञ तन्मे त्वं वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે—હે મહાપ્રાજ્ઞ! મહત્ પુરૂષો ગાયના દાનને મહાદાન કહેછે, તો તે દાનને વિસ્તારથી કહેવા લાયક છો!

ભીષ્મ કહેછે—હે રાજા! ગાયના દાનથી ઉત્તમ બીજું દાન નથી એમ મારી મતી છે. ન્યાયથી પ્રાપ્ત કરેલી જો દાનમાં આપેતો આખા કુળને તારે છે. બ્રહ્માએ ગાયના દુધને અમૃત કહેલ છે, તો જે ગાયને આપે છે; તે અમૃતપણાને પામેછે. હે રાજા! જે કોઈ વાછડા સહિત, ગુણયુક્ત વસ્ત્ર-સહિત અને સોનાના શૃંગસહિત કપિલા [ એકવર્ણી ] ગાયને આપે તો તે સ્વર્ગ લોકમાં પુજાય છે. જ્યાંસુધી અર્ધ-પ્રસૂત છે ત્યાં પર્યંત પૃથ્વી કહેવાય છે, એવી ગાયનું દાન આપે છે તેણે પૃથ્વીનું દાન દીધું એમ કહેવાય છે. જે દશ ગાય દેવાને ઇચ્છા કરે, તેણે અર્ધપ્રસૂત એક ગાય દેવી, જેને સો ગાયો દેવાની ઇચ્છા હોય, તેણે દશ ગાય દેવી, જેને હજાર ગાય દેવાની હોય તેણે સો ગાય દેવા સમાન ફળ થાયછે.

યુધિષ્ઠિર પુછેછે—હે પિતામહ! કેવા લક્ષણવાળી ગાયો દેવી, અને કેવા લક્ષણ વાળી તજવી, અને કહેવા લક્ષણ-વાળા બ્રાહ્મણને દેવી અને કહેવાને ન દેવી તે મને કહો?

ભીષ્મ કહેછે—હે રાજા! જુવાન, રૂપસંપન્ન, સારાશીલ-વાળી, દુઝણી, ન્યાયથી આવેલી અને વાછડાવાળી ગાયો બ્રાહ્મણને દેવી. વૃદ્ધ, રોગી, ઓછા અંગવાળી, બાંગરી, મરેલ વાછડાવાળી, છુટે રહેલી અને અન્યાયથી મેળવેલી કોઇ કાળે દેવી નહી. ગુણ યુક્ત ખેદપામેલ, ઘણાક ગુણ-યુક્ત, વેદ ભણનાર, અગ્નિહોત્રી, અતિથિપ્રિય અને ઇન્દ્ર-

ઓને નિગ્રહ કરનારને દેવી. કુળવગરનો, લોભિયા, ચાડિયો અને જે દેવઅન્ન અને પિતૃઅન્નથી વર્જિત છે તેને કોઇ દિવસ ગાય દેવી નહીં. ગાયોના દાન દેનારા જ્યાં સુવર્ણના મેહેલ, રત્નથી ઉજ્વળ શય્યા અને શ્રેષ્ઠ અપ્સરાના ગણો છે એવા લોકમાં જાય છે. ગાયના દાનથી સુવર્ણસરખા વિમાનમાં બેશી, સારો વેષ ધારણ કરી અને અપ્સરાના ગણોથી વ્યાપ્ત થઇ બ્રહ્મલોકમાં જઇ ત્યાં દેવાંગના સાથે રમે છે. જે સ્થાનમાં દેવાંગનાના પગમાં રહેલાં ઝાંઝરના શબ્દથી અને હાસ્યથી સુતેલા પુરૂષો જાગે છે. આ ઠેકાણે પુરાતન ઇતિહાસ છે, જેમાં ઉદ્દાલક અને નાચિકેત ઋષિનો સંવાદ છે. ઉદ્દાલક ઋષિયે પોતાના નાચિકેત પુત્રને દીક્ષા ( મંત્રનો ઉપદેશ ) આપી કહ્યું, તું સેવા કરય એમ કહિ પોતાનો નિયમ સમાપ્ત કરી, તે પછે વેદાધ્યનમાં સંપન્ન પુત્રને ફરીથી આવું વચન કહે છે. હે પુત્ર ! નદીને કાંઠે સમીધ, દર્ભ અને જળનો કળશ હું ભુલી ગયો છઊં તે તમે લઇ આવો. એવાં પિતાનાં વચન સાંભળી ઉતાવળથી નદીને કાંઠે ગયા, અને ત્યાં તે પદાર્થોને ન જોઇ પાછા આવી પિતાને કહે છે હે તાત ! તે પદાર્થો મને ત્યાં મળ્યાં નહીં. એવાં પુત્રનાં વચન સાંભળી ભુખ-તરશથી અને ક્રોધથી વ્યાપ્ત થઇ ઉદ્દાલકે પોતાના પુત્રને શાપ દીધો યમં પશ્ય યમને જો ( મરી જા ). તે પછે શાપ દીધેલા પુત્રે હાથ જોડી પિતાની વિજ્ઞપ્તિ કરી. હે ભગવન્ ! પ્રસન્ન થાઓ, એમ બોલે છે; તેટલામાં ચેતનવગર પૃથ્વીમાં પડી ગયા. તે પછે મરણતુલ્ય થયેલા પુત્રને જોઇ શોકમાં વ્યાપ્ત થઇ

અરે ! આ મેં શું કર્યું એમ કહિ પુત્રને ખોળામાં લઇ રૂદન કરવા લાગ્યા. તેના રૂદનને સાંભળી તપોવનના નિવાસી ઋષિઓ ત્યાંહાં આવી બાળકને વીટીને ઉભા. એમ રૂદન કરતાં તેના પિતાના અશ્રુપાતથી પાછલી રાતે વૃષ્ટિમાં છોડની પેઠે નાચિકેત જાગૃત થયા. તે પછે સુતેલો જેમ જાગે તેમ જાગૃત થયેલા પુત્રને પુછે છે, હે પુત્ર ! તમે શું જોયું તે મને કહો ?

નાચિકેત કહેછે—હે તાત ! હું યમરાજા પાસે ગયો; ત્યારે યમે મને કહ્યું કે તું મહર્ષિ ઉદ્દાલકનો પુત્ર છે અને તારા પિતાએ તુંને કહ્યું કે यमं पश्य તો તમે પિતાના વચનને અન્યથા કરવા સમર્થ ન થઇ મને તમે જોયો; માટે હે સૌમ્ય ! પાછા જાઓ, તમારો પિતા શોક કરેછે અને તમારા મનનું હું પ્રિય કરૂં, તમે અતિથિ પરમ વાલ્હા છો; જેથી જે ઇચ્છિત હોય તે માગી લ્યો ? તે પછે મેં યમરાજાને આવું વચન કહ્યું કે, ગાયોનાં દાન દેનારનાં સ્થાનકો દેખાડો. તે પછે મને વિમાનમાં બેસારીને અતિ અદ્ભૂત લોકોને દેખાડયાં. જે લોકમાં વૈડૂર્યમણિ સરખાં અને સુવર્ણમય સેંકડો વિમાનને દીઠાં. તેમજ દિવ્ય ગૃહોને જોયાં. મધ, દુધ, ઘૃત અને દહિને વહનકરનારી નદીઓ દીઠી. ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થના પર્વતો જોયા. તે પછે મનમાં વિસ્મય પામી ધર્મરાજાને પુછ્યું “ આ કેવા ધર્મનું ફળ છે? આ દુધ, મધ અને ઘીની નદીઓ દેખાય છે એ, પણ કેવા ધર્મના ફળરૂપ છે ? ” ત્યારે યમરાજાએ કહ્યું કે, “ જે સાધુ પુરૂષો ગોરસ ( દુધ, દહિ, અને ઘી ) આપે છે, તેને સા-

૩ આ ભક્ષ્ય અન્નના પર્વતો છે. જે ગાયોનાં દાન આપે છે તેને વાસ્તે શોક વગરના, અવિનાશી દેવલોકો છે. એવાં વચન સાંભળી ફરીથી યમરાજાને પુછ્યું. હે યમરાજા! ગાયનાં દાન દીધાં વગર તેવા લોકને કેમ પ્રાપ્ત થવાય?

યમ કહેછે—હે નાચિકેત! ગાયના અભાવમાં યથાવિધિ પ્રમાણે તિલધેનુ ( તિલનું ભરેલ પાત્ર ) આપવાથી સર્વકામનાને વહન કરનાર નદીઓને પામે. જો તિલનો અભાવ હોય તો એકાગ્રતાથી જળધેનુ દેવાથી સર્વ કામનાને પામે છે એમાં કાંઇ સંશય નથી. કોઇ ઘૃતધેનુ, જળધેનુ અને તિલધેનુ આપે તો સ્વર્ગથી હેઠા પડતા નથી. જે કોઇ સાવધાનથી જિતેન્દ્રિય, શાંત અને વિષ્ણુભક્તને ઘૃતધેનુ આપે તો વિષ્ણુની સાયુજ્યમુક્તીને પામે. ઘૃતધેનુના દાનથી પિતા, પિતામહને તેમજ સત્યોતેર પેઢીને તારે છે. એમ મને કહ્યા પછી ફરીથી મને આવું કહ્યું. હે નાચિકેત! મેં કહેલા દાનમાં યત્નવાળા થાઓ અને વિશેષથી ગાયનું દાન, આપો. સારા ગુણવાળી, કાંસાના દોહનપાત્ર સહિત, સોનાના શૃંગયુક્ત અને વસ્ત્રસહિત જો આપે તો ગાયના શરીરમાં જેટલાં રોમ છે, તેટલા વર્ષ પર્યંત સ્વર્ગમાં સુખ ભોગવે છે. શ્રુતિ જાણનારને જો ગરીબ, ભારકઢો, બળવાન, જુવાન, કુળની આજીવિકા કરનાર અને ગર્ભ ધારણ કરનાર ખુંટિયો આપે તો દશ ગાયના દાન બરોબર ફળ મળે છે. હે તાત! એવી રીતે ધર્મરાજાએ મને કહ્યું ત્યારે, તે મહાત્માને મસ્તકથી પ્રણામ કરયા પછી તેણે આજ્ઞા આપેલો હું તમારા ચરણ સમીપ આવ્યો છઉં. તમે, મને જે

શાપ દીધો તે તો અનુગ્રહરૂપ થયો કેમ જે, યમદેવનું મ-
ને દર્શન થયું. યમલોકમાં ગાયોના દાનની પુષ્ટિને જોઇ
હવે હું નિરંતર ગાયોનાં દાન આપીશ. જો વિષ્ણુના ભક્ત-
ને ગાયનાં દાન આપે તો વિષ્ણુના લોકને પામે છે. વળી
ધર્મરાજાએ મને એવો બોધ દિધો કે, હે વિદ્વન્! તમે ગા-
યના પૂણ્યનો મહિમા મનુષ્યોને કેહેજો.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! એ વાત સર્વે મુનિગણો સાં-
ભળીને વિસ્મય પામી ગાયોના દાનના મહિમાની સ્તુતી
કરી પોતાના આશ્રમ પ્રત્યે ચાલ્યા ગયા. હે કૌંતેય! આ
ઉત્તમ ગાયોના મહિમાને સાંભળી તમારે ગાયોની પ્રદક્ષિ-
ણા કરવી અને નિરંતર તેનું દાન દેવું. જો કોઇ ભગવ-
ત્પ્રિય ભક્તને સારા શીલવાળી, વસ્ત્ર, કાંસાના દોવાનાપાત્ર
અને સોનાનાં શીંગડા સહિત ગાયને દાનમાં આપે તો અ-
મૃત સરખા લોકને પામશે.

शीलोपपन्नां वसनोत्तरीयां कांस्योपदोहांकनकाग्रशृंगीं ॥
विप्राय दद्याद्भगवत्प्रियाय प्रयाति लोकानमृतान्सुपुण्यान् ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां गोप्रदानं नाम एकविंशोऽध्यायः ॥ २१ ॥

---

## अध्याय २२ मो.

युधिष्ठिर उवाच.

सर्वेषामेवदानानां यद्दानंसुमहत्फलं ॥
सद्यः प्रीतिकरं चैव तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે-હે પિતામહ ! સર્વ વેદના મધ્યમાં મહત્ફળને દેનારૂં અને તત્કાળ પ્રીતિને કરનારૂં શું દાન છે તે મને કહો ?

ભીષ્મ કહેછે—હે રાજા ! એ વાત મેં પૂર્વે નારદને પુછી; ત્યારે મને જે કહ્યું તે મારી પાસેથી સાંભળો. હે નરેશ્વર ! અન્નદાનથી બીજું કાંઇ દાન વિશેષ નથી અન્નથી ચરાચર જગત ધારણ થાયછે. બ્રહ્માએ કહ્યું છે કે " **अन्नं हि प्राणिनां प्राणा इत्युवाच प्रजापतिः ॥** અન્ન છે તે પ્રાણીના પ્રાણ છે " હે રાજા ! તમે અન્ન દ્યો, જે અન્નના દાતા છે, તે પ્રાણને દેનારા છે; એમ વિવેકી જન કહેછે. જેણે અન્નદાન દીધેલ છે તે પશુ, ધન, રૂપ, આયુષ્ય અને બળવાન્ થઇ મરણ પછી સુખી થાય છે. જે સમાહિત થઇ અતિથિને અન્ન આપે છે તે બ્રહ્મલોકમાં જાયછે, એમ પારાશર ઋષિ કહે છે. અન્નસમાન કોઇ દાન થયું નથી અને થાશે નહીં; માટે સાધુ પુરૂષે વિશેષથી અન્નદાન આપવું જે મહાપાપ કરનાર હોય અને અન્ન દેનારો થાય તો તે સર્વ પાપથી રહીત થઇ વિષ્ણુલોકમાં જાય છે. જેમ કર્ષક વૃષ્ટિની ઇચ્છા કરેછે તેમ પિતૃઓ એવી ઇચ્છા કરેછે કે, અમારો કોઇ વંશી પુત્ર અથવા પૌત્ર અન્નદાન આપશે ? જે મનુષ્ય ક્લેશ વિના શ્રાંત થયેલ અને દીન વદ્નવાળાને અન્ન આપે છે તે પવિત્ર ગતીને પામે છે. કોઇ અજાણ્યો મનુષ્ય આવીને અન્નની યાચના કરે કે તેને નામ, ગોત્ર અને અધ્યયન પુછ્યા વગર તે અતિથીને અન્ન આપવું. વૈશ્વદેવની અંતે કોઇ દુષ્ટ વૃતવાળો, સારાવૃતવાળો, મૂર્ખ અને

પંડિત પ્રાપ્ત થયો તે સ્વર્ગ દેનારો થાય છે. કોઇ દિવસ ન દીઠેલો, દીઠેલો, મિત્ર, સુહૃદ અથવા શીલ સંપન્ન બ્રાહ્મણ આવ્યો તેને અન્નથી જમાડવો. ઇશ્વર સર્વના હૃદય સ્થાનમાં રહ્યા છે; માટે અતિથિ સાક્ષાત્ શીવરૂપ સમજવો. દ્વિજાતિના (બ્રાહ્મણના) ગૃહસ્થે વિશેષથી પગ ધોવા, સશિરથી નવરાવવા, દાન દેવું અને સત્કારપૂર્વક પૂજન કરી મીષ્ટાન્નથી જમાડવા. જે ગૃહસ્થ અતિથિના પૂજનમાં તત્પર, સંતોષી, જિતેન્દ્રિય, તપસ્વી અને સ્વાધ્યાય સંપન્ન છે તેને સ્વર્ગ દૂર નથી. જે પુરૂષ લોભી, વિષયમાં આસક્ત અને અતિથિનો સત્કાર કરતો નથી તે નરકને પામી પેટ ચાલનારની યોનિમાં અવતરે છે

ભીષ્મ કહેછે—હે રાજા ! આ ઠેકાણે પુરાતન ઇતિહાસ છે જેમાં બટુ અને ભક્ષુનો સંવાદ છે. એક ભક્ષુ નામે ઋષિ હતા તે સંન્યાસ લઇ પ્રયાગરાજમાં બેઠા. તેની પાસે તેનો બટુ નામનો શિષ્ય હતો તે નિરંતર તેની સેવા કરે છે. એક દિવસે ક્ષુધાથી દુર્બળ થયેલા ગુરૂને જોઇ આવું વચન પુછેછે. હે ગુરો ! ક્ષુધાથી થતી વ્યાધીની વેદના મને કહો ?

ભક્ષુ કહેછે—હે શિષ્ય ! જે ક્ષુધાની વેદના છે તે શક્તિ, શૂળ, ગદા, ચક્ર, તરવાર, તોમર અને બાણોથી ભેદપામેલા શરીરની વેદનાને જીતે છે. દમ, ક્ષય, તાવ અને અપસ્માર આદિ રોગોથી થયેલી જે વ્યાધિ છે તેને ક્ષુધા જીતે છે. રત્નાદિકથી વિચિત્ર અલંકારયુક્ત, મસ્તક ઉપર મુકુટ ધારણ કરેલ અને કાનમાં કુંડળ હોય તોપણ ક્ષુધિત પુરૂષને સારાં લાગતાં નથી, ઉલટાં દુઃખદાયક થા-

ય છે. જેમ પૃથ્વીમાં રહેલા જળને સૂર્યનાં કીર્ણો શોષણ કરે છે, તેમ શરીરમાં રહેલા ધાતુરસને જઠરાગ્નિ શોષણ કરે છે. ક્ષુધાથી પીડાએલો પુરૂષ સાંભળવા, સુંઘવા અને જોવાની ક્રિયા કરતો નથી ઉલટો બળે છે, કંપે છે અને સોષણ પામે છે. ક્ષુધાવિષ્ટ પુરૂષ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર દિશાને જાણતો નથી અને વારંવાર બળ્યા કરે છે. ભૂખથી મુંગો, બેરો, જડ, પાંગળો, આચારભ્રષ્ટ અને મર્યાદા રહિત થાય છે. ક્ષુધાથી વ્યાપ્ત પુરૂષ પિતા, માતા, પુત્ર, સ્ત્રી, દીકરી, ભાઈ અને કુટુંબ વર્ગને નાશ કરે છે. ક્ષુધાવિષ્ટ પુરૂષ પિત્રિઓનું અને ગુરૂઓનું વિધિપ્રમાણે પૂજન કરતો નથી. એવી રીતનાં ક્ષુધાનાં દુઃખો થાય છે, અને તૃપ્ત થએલાને તેથી ઉલટાં થાય છે.

બટુ,પુછે છે—હે તાત ! તમે મને ક્ષુધાની વેદના કહી, અને હવે અન્નના માહાત્મ્યનું તત્વ સાંભળવા ઇચ્છા કરૂં છું.

બક્ષુ કહેછે—હે પૂત્ર ! અન્નના દાનથી બીજું દાન આ લોકમાં કોઇ થયું નથી અને થાશે નહીં. જે અન્ન છે તે સર્વ જગતનું મૂળ છે. અન્નથી સર્વની પ્રતિષ્ઠા છે. પિત્રિઓ, દેવ, દૈત્ય, યક્ષ, રાક્ષસ, કિન્નર, મનુષ્ય અને પિશાચઆદિ સર્વ જણાઓએ અન્નની ઉપાસના કરેલી છે.

ભીષ્મ કહેછે—હે રાજા ! સર્વ પ્રકારે બ્રાહ્મણને અન્ન આપવાથી શાશ્વતી ગતી પ્રાપ્ત થાય છે. કન્યાદાન, વૃષોત્સર્ગ અને અતિથિસેવાઆદિ અન્નદાનની સોળમી કળા બરોબર નથી. અન્નથી પ્રાણ, બળ, તેજ, વીર્ય, સ્મૃતિ અને સ્ફુરણા તેથી થાય છે. હે રાજા ! પુંડરીક, અશ્વમેધ, ષોડ-

શી, અગ્નિષ્ટોમ, અતિરાત્ર, અને વિવિધ પ્રકારના જે અન્ય યજ્ઞો છે તે પણ અન્નથી વિસ્તારપણાને પામે છે. જે વિવેકી અન્નને આપે છે તેજ પર્વત, વન, દ્વીપ અને સમુદ્ર સહિત પૃથ્વીને આપી એમ કહેવાય છે. હે વત્સ! એવી રીતે અન્નનો મહિમા મેં તુંને કહિ બતાવ્યો; માટે ક્ષુધાર્તને થોડું થોડું પણ અન્ન તું જે જમછ તેજ આપ.

ભીષ્મ કહેછે—હે રાજા! એવી રીતે બભ્રુના ઉપદેશથી બહુએ ભૂખ્યાને અન્ન આપ્યું. ભૂખ્યાને અન્ન આપવાથી બ્રહ્મહત્યાદિક પાપ જ્યારે નાશ પામે છે ત્યારે જ્ઞાતિના વધજન્ય પાપ તો કેમ નાશ ન થાય? દક્ષિણા સહિત જે અશ્વમેધ યજ્ઞ છે તે સરખું અન્નદાન છે; માટે ક્ષુધાથી પીડાએલાને જે અન્ન આપે છે તેણે સર્વ દાન, દક્ષિણા સહિત યજ્ઞ અને તીર્થમાં સ્નાન કર્યું એમ જાણવું. જે શ્રધ્ધાયુક્તથી ભૂખ્યાને અન્ન આપે છે તે બ્રહ્મલોકમાં બ્રહ્માની સાથે આનંદ પામે છે. આ અન્નદાનને શ્રદ્ધાથી શ્રાધ્ધમાં જે સાંભળે તેના પિત્રિઓ, દેવતાઓ અને મહર્ષિઓ તૃપ્ત થાય છે.

यः पठेदन्नदानंतु श्राद्धे श्रद्धासमन्वितः ॥
पितरस्तस्य तृप्यंति देवताश्च महर्षयः ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां बहु बभ्रु संवादोनाम द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

## अध्याय २३ मो.

युधीष्ठर उवाच

तिलाः पवित्रमतुलं प्रवदंति मनीषिणः ॥

प्रदाने यत्फलं तेषां तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછે છે—હે પિતામહ ! મહાપુરૂષો તલને અત્યંત પવિત્ર કહે છે, તો તેના દાનનું જે ફળ હોય તે મને કહો.

ભીષ્મ કહેછે—હે રાજા ! સર્વ દાનના મધ્યમાં સર્વ પાપને હરનાર, પવિત્ર અને સ્વર્ગને દેનાર તિલદાન મહાફળ દાયક છે. આ ઠેકાણે ધર્મરાજા અને બ્રાહ્મણના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ છે તે તમે સાંભળો. મધ્યપ્રાંત દેશમાં યામુન નામે પર્વતની તળાટીમાં ગંગા અને યમુનાના મધ્યમાં પર્ણશાળા નામે પ્રખ્યાત એક ગામ છે, જેમાં ઘણાક જળ, સમીધ અને દર્ભ છે. જેમાં ઘણાક વિદ્વાન્ બ્રાહ્મણ વસેછે, તે ગામને જોઇ યમરાજાએ વર્ણથી શ્યામ, લાલનેત્ર, ઉંચારોમ અને કાગ તુલ્ય પગ, આંખ અને નાક છે જેનું એવા પોતાના દૂતને આવું વચન કહ્યું. હે દૂત ! તું બ્રાહ્મણના ગામમાં જા, અને ત્યાં અગસ્ત્ય ગોત્રી શક્તી નામે બ્રાહ્મણ છે તેને લઇ આવ્ય ? એમ જ્યારે આજ્ઞા આપી ત્યારે તે દૂત ગામમાં જઇ શક્તી નામનો બીજો બ્રાહ્મણ તેનીજ પડોસમાં રેહેનાર, રૂપ; ગોત્ર, કુળ અને ગુણથી તેની બરોબર હતો તેને પોતાની ભૂલથી લઇ આવ્યો; ત્યારે યમરાજાએ લઇ આવેલા બ્રાહ્મણને જોઇ- તેનું પૂજન કરી દૂતને કહ્યું કે, હે દૂત ! આ બ્રાહ્મણ બીજો લાવ્યા; માટે આ પાછો મુકી આવો. એમ જ્યારે દૂતને કહ્યું, ત્યારે તે બ્રાહ્મણ મનમાં વૈરાગ્ય પામીને યમરાજાને કહેછે. હે યમ ! હવે જે મ્હારો શેષ કાળ હોય તે હું આંહીંજ ભોગવીશ પણ આંહીથી પાછો જાઇશ નહીં.

યમ કહે છે—હે દ્વિજસત્તમ! કાળ વિના કોઇને હું આંહી પ્રાપ્ત કરતો નથી. કેમકે, જે ધર્મને ત્યાગ કરી ચાલે છે તેને ઇશ્વર જાણે છે; માટે તમે તમારે ઘેર પાછા જાઓ? અને તમને જે પ્રિય હોય તે તમે બોલો તે હું પ્રિય કરીશ?

બ્રાહ્મણ કહે છે—હે સત્તમ! તમે સર્વ પ્રાણીના ધર્મ અને અધર્મના નિર્ણયને જાણોછો; માટે શું દાન કરવાથી મ્હોટું પુણ્ય મળે?

યમરાજા કહેછે—હે દ્વિજ! પ્રાણીમાત્ર **યમ યમ** એ વચન સાંભળી વૃથા ભય પામે છે. કેમકે, જેણે પોતાના આત્માને નિયમમાં રાખ્યો છે તેનોજ આત્મા **યમ** કહેવાય છે. અઘાતકિપણું, સહનતા, સત્ય, અહિંસા, ઇન્દ્રિયનિગ્રહ, અવક્રભાવ, દાન, કૃપા, મધુરતા અને કોમળભાવ એ દશ યમ કહેવાય છે. પવિત્રતા, યજન, તપ, સત્યતા, સ્વાધ્યાય, વિષય ઇન્દ્રિનો નિગ્રહ, વ્રત, ઉપવાસ, મૌન, (વૃથા બોલવું નહીં) અને સ્નાન એ દશ નિયમ છે. જે પુરૂષ કહેલા યમ અને નિયમ પ્રમાણે સેવન કરી મનને રોકે તો મને (યમને) જોયાવગર બ્રહ્મલોકમાં જાય છે. હે બ્રાહ્મણ! તમને હું રહસ્ય કહું તે તમે સાંભળો. જે તિલ છે તે અત્યંત પવિત્ર છે એમાં કાંઇ સંશય નથી. આ તિલ મહર્ષિ કશ્યપના શરીરથી ઉત્પન્ન થયેલા છે, તો તેના દાનથી સ્વર્ગને પમાય છે. જેને શ્રેયની કામના હોય તેણે તિલ ખાવા, હોમવા અને બ્રાહ્મણને દાનમાં દેવા. જો કોઇ માઘ માસના શુક્લ પક્ષમાં ગોમયનું માંડલું કરી તેની ઉપર કાળીયાર મૃગનું ચર્મ પાથરી તેની ઉપર નવું વસ્ત્ર પાથરે

તેની ઉપર આઢક અથવા દ્રોણ ( શેર ૧ ; પક્કો અથવા અધમણ ) તિલનું અષ્ટદળ ( આઠ પાંખીડનું ફુલ ) કરી તે ઉપર ત્રણ ગદીયાણા સોનું, નીલમણી, મહાનીલમણી અને મોતી મુકી તેમજ તેની આસપાસ એક શેર તિલ, ઘી અને દહી મુકી તેનો પડખે ૧૬ ધાન્યના ઢગલા કરી તેનો વિધિ પ્રમાણે પુજા કરી એક રાત્રી, બે રાત્રી અથવા ત્રણ રાત્રી પર્યંત ભક્તીથી આરાધના કરતાં પેહેલે દિવસે તિલાહાર, બીજે દિવસે જલાહાર અને ત્રીજે દહાડે ઉપવાસ કરી પોતાની શુધ્ધી સારૂ વાસુદેવ ભગવાનનું ચિંતનવન કરી, શંખ, ચક્ર, ગદા અને પદ્મ સહિત પરમેર આ કમળમાં બીરાજેલા છે એવું ધ્યાન ધરી વારંવાર નમસ્કાર કરી, તે પછે રાગદ્વેષથી રહિત, જિતેન્દ્રિય, શાંત અને પ્રસન્નવૃત્તિવાળા બ્રાહ્મણને તિલપાત્ર આપી તે પછે તિલનું જે કમળ અને તેના મધ્યમાં જે પદાર્થ તે અર્પણ કરી **प्रीयतां माधवो देवः** એમ કહી અર્પણ કરવાથી દુઃખરૂપ નરકમાં પડતો નથી. કોઇ ધનની ઇચ્છાથી અને મોક્ષની ઇચ્છાથી કરે તો તેને તે પ્રાપ્ત થાયછે. આ દાનને દેનારો પોતે પવિત્ર થઇ પિતા અને પ્રપિતામહને તારે છે. બ્રહ્મહત્યા, માતૃહત્યા, ગુરૂસ્ત્રીગમનાદિ જે મહાપાતક છે તેથી મુક્ત થાય છે. પિતૃદેવતાઓ એવી ઇચ્છા કરે છે કે, મારો પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર, અથવા કોઇ વંશી જો, તિલપાત્ર આપે તો તૃપ્ત થાય; માટે હે દ્વિજોત્તમ! તિલદાન હમેશાં આપવું, તે આપવાથી સર્વ કામનાને પામેછે. કોઇ મનુષ્ય કાળિયાર મૃગના ચર્મ ઉપર તિલ, ઘી,

મધ અને સુવર્ણ મુકીને બ્રાહ્મણને દાન આપે તો સર્વ પાપથી રહિત થાય છે. જેણે ગામમાં, નગરમાં અને જળરહિત અરણ્યસ્થાનમાં પાપ કર્યું હોય તેણે તે દાન દેવાથી પવિત્ર ગતિને પમાય છે જે મનુષ્ય વાયુ, વર્ષાદ અને તડકાથી રક્ષા કરે છે તે સર્વ વ્યાધિથી રહિત થઈ કલ્યાણ અને પુત્રને પામે છે. જે પગથી બળતા બ્રાહ્મણને કાંટારખાં પેગવે છે તેના મનનો દાહ કોઇ દિવસ થાતો નથી. ઘરનો પદાર્થ અથવા પદાર્થ સહિત ઘરને આપે, અને દયાપરાયણ થઈ વિવાહનો પદાર્થ આપે તો તે વિચિત્ર અને કીંકણીથી શબ્દાયમાન વિમાનમાં બેશીને અપ્સરાના ગણ સહિત ઇન્દ્રના ભવનમાં જાય છે. નિરંતર પાણી, દીપ, અન્ન અને આશ્રય આપે છે તેનાં ધન અને ગૃહ અશૂન્ય થાય છે; માટે જગતમાં જે કાંઇ વાલ્હો પદાર્થ અને ઉપકારકારક હોય તે પદાર્થ બ્રાહ્મણના હિતસારૂ આપવો.

ભીષ્મ કહે છે—હે યુધિષ્ઠિર ! યમરાજાએ કહેલા વચન સાંભળીને શક્તી નામે બ્રાહ્મણ પ્રસન્ન થઇ પોતાને ઘેર આવી, યથાવિધિ પ્રમાણે ધર્મનું આચરણ કરી ઉત્તમ ગતિને પામ્યા; માટે હે રાજા ! તમે પણ તિલદાન આપો. જે મનુષ્ય તિલદાન પરાયણ થાય છે, તે સ્વર્ગને પામે છે. આ યમના વાક્યરૂપ તિલદાનના માહાત્મ્યને સાંભળી જે તિલદાન આપશે તે પોતાનાં કુટુંબ સહિત સ્વર્ગને પામશે.

इदं महात्मा यमवाक्यसमितं तिलप्रदानस्य फलं निशम्य ॥
तिलप्रदानेन पुनर्दिवं ययौ सर्वाविवः साधुजनैश्च संमतः ॥१॥
इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां

यमब्राह्मणसंवादे तिलदानं नाम त्रयोविंशोऽध्यायः ॥२३॥

# अध्याय २४ मो.

युधिष्ठिर उवाच

अपहृत्य नरो यो गां ब्राह्मणाय प्रयच्छति ॥
तस्य पुण्यफलं यत्स्यात् तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછે છે—હે પિતામહ ! કોઇ મનુષ્ય પારકી ગાયને હરણ કરીને તે ગાય બ્રાહ્મણને આપે તેનું પૂર્વનું કરેલું પુણ્ય જે થાય તે તમે મને કહો ?

ભીષ્મ કહેછે-હે રાજા ! જે ગાયને હરણ કરીને પરને આપે છે તેને ફળ મળતું નથી અને તે ઉલટો નરકમાં પડે છે. આ ઠેકાણે વાસુદેવ અને નૃગરાજાના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ છે તે સાંભળો. પૂર્વે દ્વારિકાંપુરીમાં સિધ્ધ, સાધ્ય અને પુણ્યં કરનારા દેવતાઓ સહિત યાદવો રહેતા હતા.તે દેશમાં એક મહાન્, પાણીવગરનો અને પાતાળ સરખો કુંડ હતો. તે કુંડમાં એક મ્હોટો કાકીડો પડેલો હતો. તેને જોઇ સર્વ મનુષ્યો ચાંમડાના તથા સૂત્રના દોરડાવતી બાંધીને તેને બ્હાર કાઢવાનું યત્ન કરે છે; તોપણ કોઇ બ્હાર કાઢવાને સમર્થ ન થવાથી કૃષ્ણ ભગવાનને, તે વાત નીવેદન કરી. તે પછે તે વાત સાંભળી કૃષ્ણ ભગવાન તરતજ ત્યાંહાં આવીને કુંડમાં પડેલા કાકીડાને બ્હાર કાઢયો. તે કાકીડો ભગવાનના હાથના સ્પર્શથી ક્ષણ માત્રમાં દિવ્યરૂપ બની ગયો. તે પછે ભગવાને તેને

તમે કોણ છો ? એમ જ્યારે પુછયું; ત્યારે તેણે ભગવાનને નમસ્કાર કરી કહ્યું કે, હે ભગવન્ ! હું સહસ્ર યજ્ઞ કરનાર નૃગ નામે રાજા છઊં. એવું તેનું વચન સાંભળી ભગવાને ફરીથી પુછયું કે, હે રાજા ! જ્યારે તમે એવા છો તો આવી ગતી શું કર્મથી પામ્યાં છો ? અમે એવું સાંભળ્યું છે કે, તમે અસંખ્ય ગાયોના દાન અને અન્ય દાનો આપ્યાં છે, તો બધા દાનનું ફળ ક્યાં ગયું ?

નૃગ કહે છે–હે ભગવન્ ! કોઇ બ્રાહ્મણને આપેલી ગાય મારા ગાયોના ટોળામાં ભળી ગઇ, તે ગાય અજાણથી બીજા બ્રાહ્મણને મેં આપી. બ્રાહ્મણ તે ગાયને લઇને ચાલ્યો જાય છે; તેટલામાં રસ્તે બીજો બ્રાહ્મણ પોતાની ગાય છે એમ જાણી બ્રાહ્મણને કહ્યું કે, આ ગાય મારી છે. બ્રાહ્મણે કહ્યું કે, આ ગાય નૃગ રાજાએ મને આપી છે. એવી રીતે પરસ્પર વાદ વિવાદ કરતા મારી પાસે આવી મને કહ્યું કે હે રાજા ! "તમે દાન દેનાર કે હરણ કરનાર છો" તે સાંભળી હું મનમાં સંભ્રમિત થઇ પૂર્વ દિવસે આપેલી ગાયને ગ્રહણ કરનાર બ્રાહ્મણને કહ્યું કે હે દ્વિજ ! આ ગાયની અવજીમાં એક સહસ્ર ગાયો આપું અને મારો અનુગ્રહ કરો. તે પછે બ્રાહ્મણે જવાબ આપ્યો કે, હું દુઝણી, જુવાન અને શીલસંપન્ન સહસ્ર ગાયોને ગ્રહણ નહીં કરૂં, એમ કહી તે બ્રાહ્મણ ચાલી નીકળ્યો. તે પછે બીજા બ્રાહ્મણની પ્રાર્થના કરી કહ્યું કે તમને સહસ્ર ગાય આપું તમે મારો અનુગ્રહ કરો; ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે હું પણ ગાયો લઇશ નહિ, એમ કહી પાછો ચાલ્યો ગયો.

નૃગ રાજા કહે છે–હે ભગવન્! એવી રીતે પરસ્પર વાદ કરી તેમજ મારૂં અપમાન કરી પોતાને ઘેર ચાલ્યા ગયા. તે પછે હું કાળ કર્મને લીધે દેહ ત્યાગ કરી યમલોકમાં ધર્મરાજાની પાસે જ્યારે ગયો ત્યારે ધર્મરાજાએ મારો સત્કાર કરી મને કહ્યું કે, હે રાજા! તમારા પુણ્ય કર્મની તો સંખ્યા કહી શકાય તેમ નથી. કેમકે પૃથ્વીમાં જેટલા રજકણ, આકાશમાં જેટલા તારાગણ અને વર્ષાદની જેટલી ધારા છે તેટલી ગાયો આપી છે, પણ અજાણથી એક પાપ કર્યું છે, તે તમે પ્રથમ ભોગવશો કે પુણ્ય ભોગવ્યા પછી? શુભ અથવા અશુભ જે કર્મ છે તે ભોગવ્યા વિના તેનો નાશ થાતો નથી, અને તેને મટાડવામાં કોઇ દૈવી કે, માનુષી ઉપાય નથી. જો મન્વાદિ ઋષિઓએ કહેલું તે તે પાપનું નિવારણ કરે તો પાપનો નાશ થાય છે. હે રાજા! તારા પુણ્યનો અંત નથી, માટે જે મરજી હોય તે માગ?

નૃગ રાજા કહેછે– હે યમ! હું પ્રથમ પાપ ભોગવીશ કેમકે તે પાપનું ફળ ક્ષણ માત્ર ભોગવવું, અને વળી સત્પુરૂષોએ તેની નીંદા કરેલી છે. એવાં વચન ધર્મરાજાને કહ્યાં ત્યારે ધર્મરાજાએ કહ્યું કે, “ જાઓ પડો અને પાપને અંતે વાસુદેવ ભગવાન્ તમારો અનુગ્રહ કરશે ” તે પછે હું મારાં કર્મથી કુવામાં પડયો, અને મારા શરીરને તિર્યગ્ યોનિ જોયો; પણ મારી સ્મૃતિ નાશ ન પામી. હે ભગવન્! જો હું દાનની વૃત્તિવાળો હતો તોપણ બ્રાહ્મણના અપનથી વિપરીત ગતિને પામ્યો તે તમે જુવો છો. હે જગન્નાથ! હે દામોદર! હે ઋષિકેશ! હે જનાર્દન! હે નારા-

ણ ! હે કૃષ્ણ ! મને આજ્ઞા આપો હું સ્વર્ગ લોકમાં જાઉં.

ભીષ્મ કહે છે હે યુધિષ્ઠિર ! તે પછે ત્રિલોકનાથે આજ્ઞા આપેલ નૃગરાજા પરમેશ્વરને નમસ્કાર કરી વિમાનમાં બેશી સ્વર્ગમાં ગયા. તે પછે દેવના દેવ ભગવાને પોતાના કુટુંબ જનને આવું વચન કહ્યું.

કૃષ્ણ કહે છે—હે સ્વજનો ! કોઇએ બ્રાહ્મણનાં દ્રવ્ય ( પદાર્થમાત્ર ) હરવાં નહિ. જુઓ આ નૃગ રાજાને બ્રાહ્મણની ગાય અજાણ્યાં દેવાણી તેનું કહેવું ફળ મળ્યું ? કોઈ સો ગાયનું દાન આપે, અને એક ગાય હરણ કરે છે, તો તેટલી ગાયોનું દાન ન દેવા કરતાં ગાયને હરણ ન કરવી એ ઘણું સારૂં છે. બ્રાહ્મણના દ્રવ્યથી પુષ્ટ થયેલાં વાહન અને સૈન્ય યુદ્ધના સમયમાં શરદ ઋતુના મેઘની પેઠે તત્કાળ નાશ પામે છે. પ્રજ્વલિત થયેલો મહાન્ અગ્નિ જળથી શાંત પામે છે; પણ બ્રાહ્મણના દ્રવ્યરૂપી અગ્નિને શાંત કરવાનો કોઇ ઉપાય નથી. બ્રાહ્મણના દ્રવ્યને વિનયથી ભોગવે તો, સાત કુળનો નાશ કરે છે. પરાક્રમથી ભોગવે તો એકવીશ કુળનો નાશ કરે છે. બ્રાહ્મણના દ્રવ્યને હરણ કરનાર પુરૂષ સાઠ હજાર અને સાઠશે વર્ષ પર્યંત વિષ્ટાનો કોડો થાય છે. કોઇ મનુષ્ય લોઢાને (ધાતુમાત્રને) ઉપાયથી પાચન કરે; પણ બ્રાહ્મણના દ્રવ્યને પચાવ કરી શકતો નથી. આ લોકમાં બ્રાહ્મણના દ્રવ્યથી બીજું કોઇ દુર્જર નથી; કેમકે જેની ઉપર મંત્ર, ઔષધ કે, કોઇ ઉપાય ચાલતો નથી, માટે તેને ' હાલાહલ ' જાણવું. અફીણ આદિ જે ઝેર છે, તે તો ખાનારનેજ નાશ કરે છે બ્રાહ્મણનું દ્રવ્ય તો

પુત્ર, પૌત્રાદિકને નાશ કરે છે. બ્રાહ્મણનું દ્રવ્ય દાવાનળ અને ઝેરની પેઠે દુર્જર છે; એટલા વાસ્તે હિતેચ્છુ પુરૂષે બ્રાહ્મણનું દ્રવ્ય હરણ કરવું નહિં. દાવાનળનો અગ્નિ તો બાહાસ્થ દેખાતાં ઝાડને બાળે છે; બ્રાહ્મણના દ્રવ્યરૂપ અગ્નિ તો સમૂળ કુળને દહન કરે છે.

ભીષ્મ કહે છે—હે રાજા ! એવી રીતે કૃષ્ણ ભગવાને પોતાનાં કુટુંબને બોધ આપી દ્વારિકાંમાં પોતાના ભવન પ્રત્યે ગયા. હે રાજા ! સત્પુરૂષનો સમાગમ કોઇ દિવસ નિષ્ફળ થાતો નથી, કેમજે આ નૃગ રાજા માહાત્માના સમાગમથી મુક્તિ પામ્યા. જેમ તીર્થનું દર્શન, કીર્તન અને સ્મરણ મનુષ્યના પાપને નાશ કરે છે, તેમ સાધુ પુરૂષનાં દર્શનાદિક પવિત્ર કરે છે. જેને પરમ ગતિની ઇચ્છા હોય તેણે સત્પુરૂષોની સેવા કરવી; અને બ્રાહ્મણનું દ્રવ્ય હરણ કરવું નહિ. જે ધર્મવેત્તા છે, તેણે પરિક્ષા કરીને દ્રવ્ય દેવું; પણ પરલોકનો નાશકારક બ્રાહ્મણનું દ્રવ્ય લેવું નહિ. જે દુમતિ છે, તે બ્રાહ્મણનું દ્રવ્યને હરણ કરે છે; માટે વિચાર કરવો કે બ્રાહ્મણનું દ્રવ્ય અતિશે કષ્ટદાયક થાય છે. જે મનુષ્ય પ્રાતઃકાળમાં ઉઠીને આ ઉત્તમ નૃગ રાજાના આખ્યાનને નિરંતર સાંભળે, અથવા પાઠ કરે તે, વિષ્ણુલોકમાં જાય છે

य इदं शृणुयान्नित्यं नृगोपाख्यानमुत्तमम् ॥
यः पठेत्प्रातरुत्थाय विष्णुलोकं स गच्छति ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां नृगोपाख्यानं नाम चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

---

# અધ્યાય ૨૯ મો.

યુધિષ્ઠિર ઉવાચ.

साधुभिः सह संवासे ये गुणाः परिकीर्तिताः ॥
महाभागवतांचैव तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પુછે છે—હે પિતામહ ! સાધુ પુરૂષના સમાગમમાં જે ગુણ કહ્યા છે અને મ્હોટા ભાગ્યવાળાના સંગથી જે ગુણ થાય છે તે તમે મને કહો ?

ભીષ્મ કહે છે—રાજા ! આઠેકાણે નહુષ રાજા અને મહર્ષિ ચ્યવનના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ છે તે સાંભળો. પૂર્વે ભૃગુવંશી ચ્યવન નામના ઋષિ હતા, જે ઋષિ કામ, ક્રોધ, લોભ અને મદને જીતીને ગંગા અને યમુનાના પ્રવાહના મધ્યમાં તપ તપવા બેઠા છે. ગંગા અને યમુના, તે ઋષિને પ્રદક્ષિણા કરીને ચાલે છે; પણ તેને પીડા કરવાને સમર્થ થાતા નથી. તે પછે ઋષિને સ્તંભની પેઠે તપ તપતાં કેટલાક કાળ ચાલ્યા ગયા. તે પછે તે દેશમાં કેટલાક મચ્છિમારા આવીને જાળ નાંખી, અને તે જાળમાં માછલાંની સાથે આવેલા ઋષિને ખેંચી, લઇ નદીને કાંઠે ફેંકી દીધા. તેવામાં તપથી દેદીપ્યમાન ઋષિને જોઇ મચ્છિમારા ભયથી પીડા પામી તે ઋષિને નમસ્કાર કરી આવું વચન કહે છે.

મચ્છિમાર કહે છે—હે સુવ્રત ! પાપ કરનારા અમે તમને અજાણથી માછલાંની સાથે લીધા છે, તો અમારા અપરાધને ક્ષમા કરી આપની સેવા ચાકરીની આજ્ઞા આપો !

એવાં મચ્છિયારાનાં વચન સાંભળી, તે ઋષિ પોતાની સાથે તરફડતાં અને મરણ પામતાં માછલાંઓને જોઇ મનમાં દયા લાવી આવું વચન કહે છે. હે મત્સ્યજીવીઓ! હું આ માછલાંની સાથેજ મરણ, રક્ષણ અથવા વિક્રિય પામવાને ઇચ્છા કરૂં છઉં. કેમકે આ દીન અને દુઃખિત થાતાં માછલાંનો ત્યાગ કરવા હું સમર્થ થાતો નથી. જે મનુષ્ય બીજા પ્રાણીઓનાં નાના પ્રકારનાં દુઃખને જોઇ પોતાના હિતની ઇચ્છા કરે, તેથી બીજો કહ્યો ઘાતકી પુરૂષ જાણવો? અહો! આશ્ચર્ય છે કે, અજ્ઞાની પુરૂષોનું ચિત્ત પોતાના સુખ સારૂ ઉદ્યત રહે અને પ્રાણી ઉપર નિર્દય રહે છે, જ્યારે જ્ઞાની પણ પોતાના સ્વાર્થનો આશ્રય કરી ધ્યાનસ્થ થઇ બેશે ત્યારે સંસારનાં દુઃખથી પીડિત થયેલા પ્રાણીઓ કેને શરણે જાય? હવે કહ્યો ઉપાય છે કે, આ પ્રાણી દુઃખથી છુટે. મારે પણ તેની ભેળું દુઃખ પામવું એ યોગ્ય છે. અરે! આ માછલાં બળવાન છે, તોપણ પાણિ વગરનાં સૂર્યના તાપથી પીડિત થયેલાં તરફડે છે અને ચારે તરફ આળોટે છે. બેરાં, આંધળાં, અંગ વગરનાં; અનાથ અને રોગીને જોઇ જેના મનમાં દયા આવતી નથી, તેને મૂઢ સમજવો. કોઇ પ્રાણીના પ્રાણ જવાનો સમય આવ્યો અને વળી તે ભયથી વિહ્વળ થયેલાને જોઇ સામર્થ્ય છતાં રક્ષા કરતો નથી તે પુરૂષ પાપી ગતીને પામે છે. માછલાંઓનાં દુઃખ હરણ કરવાથી જે સુખ ઉત્પન્ન થાય છે, તે સુખની સોળમી કળાને સ્વર્ગ અને અપવર્ગની તુલના નથી; એટલા માટે દીન અને દુઃખિત

માછલાંને મુકી હું બ્રહ્મલોકમાં જ્યારે ન જાઊં, ત્યારે સ્વર્ગ લોકમાં કેમ જાઊં ? હું તમારી આશાનો ઉચ્છેદ કોઇ દિવસ કરવાનો નથી; માટે તમે રાજાને આ વાત નિવેદન કરો, જેથી તે રાજા મારૂં મૂલ્ય તમને આપશે.

ભીષ્મ કહેછે—હે રાજા ! એવાં બ્રાહ્મણનાં વચન તે મચ્છિયારાઓએ સાંભળી મનમાં સંભ્રમિત થઇ પોતાના નહુષ રાજા પાસે જઇ બધી વાત નિવેદન કરી. નહુષ રાજાએ પણ તે વાત સાંભળી મનમાં વિચાર કર્યો કે, “ અદ્ભુત આકૃતિવાળા આ કોણ હશે ” એ રાતે વિચાર કરી ધર્માત્મા રાજા કોઇ મુનિશ્રેષ્ઠના ભયની શંકાથી પોતાના સૈન્યનો ત્યાગ કરી કારભારી અને પુરોહિત સહિત મુનિ પાસે આવ્યા. સૂર્ય સરખા તેજસ્વી, ઉત્તમ વ્રતવાળા અને ધ્યાનયોગમાં પરાયણ ભૃગુવંશી ચ્યવન ઋષિ છે, એમ જાણી તેનીં વિધિ પ્રમાણે પૂજા કરી. તે પછે હાથ જોડી આવું વચન કહે-છે. હે ભગવન્ ! આપની આજ્ઞાથી શું કરૂં તે મને કહો ?

ચ્યવન ઋષિ કહે છે—હે રાજા ! આ મચ્છિયારા મ્હોટા શ્રમથી દુઃખિત થયેલા છે માટે આને મારૂં ઘટિત પ્રમાણે મૂલ્ય આપો. આ મચ્છિયારાને મચ્છના ધર્મમાં રહેલો હું જો યથાર્થ મૂલ્ય ન આપું તો મારી ઉપર કરજ રહે; માટે મારે આપવું અવશ્યનું છે, એમ નહિ તો હું મરણ પામીશ.

નહુષ રાજા કહેછે—હે ભૃગુનંદન ! તમારૂં મૂલ્ય આ નિષાદને લક્ષ એક (તે વખતનું ચલણી નાણું ) આપું અથવા તમે કહો તે આપું ?

ચ્યવન કહેછે—હે રાજા! તમે પ્રાર્થના કરેલ લક્ષએક મારૂં

મૂલ્ય નથી, મારે લાયક તમારા કારભારી સાથે વિચારક-
રી મૂલ્ય કહો ?

નહુષ કહેછે—હે દ્વિજોત્તમ ! ત્યારે કોટી એક મૂલ્ય પારા-
ધીને આપું એ ઓછું હોય તો ફરીથી બોલો તે આપું ?

ચ્યવન કહે છે—હે રાજા ! આત્માનું મૂલ્ય લોકમાં કોઇએ
કરવું નહિં અને તે કરે તો વખાણવા લાયક નથી. કેમકે
આત્મપ્રશંસા કરવાને હું સમર્થ નથી. એક લક્ષ અથવા
એક કોટી કે તેથી અધિક મારૂં મૂલ્ય છે તે હું જાણતો
નથી; માટે બ્રાહ્મણોની સાથે વિચાર કરો ?

નહુષ કહે છે—હે દ્વિજ ! અર્ધું રાજ્ય અથવા બધું રાજ્ય
નિષાદોને આપું એ તમારૂં મૂલ્ય હું માનું છઊં તમે શું
માનો છો તે કહો ?

ચ્યવન કહે છે—હે પૃથ્વીપતે ! અર્ધું રાજ્ય અથવા બધું રા
જ્ય મારા લાયક નથી, માટે ઋષિઓની સાથે વિચાર કરો !

ભીષ્મ કહેછે— હે રાજા ! એવાં ઋષિનાં વચન સાંભ-
ળી નહુષ રાજા મનમાં બહુજ દુઃખિત થઇ પોતાના કાર-
ભારી અને ગોર સહિત વિચાર કરે છે તેટલામાં ગવિજાત
નામના ઋષિ ત્યાંહાં આવીને રાજાને કહે છે કે, આ મુ-
નિને હું સંતોષ પમાડીશ.

નહુષ કહે છે હે ઋષિ ! ત્યારે તમે આ મહાત્માનું મૂ-
લ્ય કહો, અને આ સંકટમાંથી મારો અને મારા કુળનો
અનુગ્રહ કરો ? જો આ ઋષિ ક્રોધાતુર થાશે તો લોકપાલ
સહિત ત્રણ લોકને અને મારા વંશને નાશ કરશે; ત્યારે
તપ વગરનો હું કેમ નાશ ન પામું ?

ગવિજાત કહે છે–હે રાજા! વેદાધ્યયન રહિત જે બ્રાહ્મણ છે તેનું પૂજન અર્ઘ વગર થાય છે, તેવાઓની ગાય દેવતા છે; માટે આનું મૂલ્ય ગાયના મૂલ્ય પ્રમાણે આપો? એવાં તેનાં વચચન સાંભળી ચ્યવનને કહે છે:

નહુષ કહે છે–હે ભાર્ગવ! બેઠા થાઓ! બેઠા થાઓ! તમને ગાયના મૂલ્ય બરોબર વેચ્યા છે.

ચ્યવન કહે છે– હે રાજા! બહુ સારૂં હું ઉઠું છઉં; મને ગાયના મૂલ્ય પ્રમાણે ભલે વેચ્યો. જગતમાં ગાય બરોબર કોઇ પવિત્ર નથી. ગાયો નિરંતર વંદન કરવા અને પ્રદક્ષિણા કરવા લાયક છે. મંગળના સ્થાનભૂત ગાયોને સૃષ્ટિની આદિમાં બ્રહ્માએ સરજેલ છે. જે ગાયોનું છાણ બ્રાહ્મણનાં અગ્નિહોત્રઆદિ ગૃહો અને દેવતાનાં મંદિરોને પવિત્ર કરે છે, તેથી અધિક બીજું શું છે? જે ગાયોનાં ગોમૂત્ર, ગોમય, દુધ, દહિ, અને ઘી એ પાંચ પવિત્ર પદાર્થો છે; તે સકલ જગતને પવિત્ર કરે છે. **गावो ममाग्रतो नित्यं गावास्तिष्ठंतु पृष्ठतः॥ गावो मे हृदये संतु गवां मध्ये वसाम्यहं** એ મંત્રને પવિત્ર થઇ એકાગ્રતાથી ત્રણ સંધ્યાકાળે નિરંતર પાઠ કરે તે સર્વ પાપથી રહિત થઇ વિષ્ણુ લોકમાં જાય છે. જે મનુષ્ય ગાયોને ટાઢ, વાયુ અને તડકાથી રક્ષા કરે છે, તે સર્વ દુઃખથી રહિત થઇ અત્યંત સુખ પામે છે. જે જમ્યાની પેહેલા ગાયને પવિત્રતાથી અન્ન અને તૃણ આપે તો બ્રહ્મલોકમાં જાય છે. એવી રીતે ગવાન્હિક (ગાયને અન્ન તૃણાદિ) આપે છે તેણે અગ્નિમાં હોમ દીધો, પિતૃઓને તૃપ્ત કર્યા અને દેવતાઓની પૂજા કરી, એમ જાણવું. યજ્ઞોની આદિ

મધ્ય અને અંતમાં સર્વ દેવતાઓની દુધ, દહિ અને ઘૃત રક્ષા કરનાર છે. આ ગાયો સ્વર્ગમાં જનારાઓને જંગમ-રૂપ પગથીયાં છે; માટે ગાયોનું દાન દેવું અને નિરંતર પૂજન કરવું.'

ભીષ્મ કહે છે હે રાજા ! એવાં ગાયના મહિમારૂપ ચ્યવન ઋષિનાં વચન સાંભળી નિષાદોએ મહાત્મા ચ્યવનને પ્રણિપાત કરી આવાં વચન કહ્યાં.

નિષાદો કહે છે– હે ભગવન્ ! સાધુ પુરૂષનું દર્શન, સ્પર્શન, કીર્તન અને તેની સાથે સંભાષણ પવિત્ર કરે છે, એ અમે સાંભળ્યું છે; માટે અમે તમારૂં દર્શન અને સંભાષણ તમારી સાથે કર્યું છે, એટલા વાસ્તે તમે પ્રસન્ન થાઓ અને આ ગાયનું દાન લીયો.

ચ્યવન કહે છે–હે નિષાદો ! આ ગાયનો હું પ્રતિગ્રહ કરૂં છઊં, તેની અવજીમાં મારી સાથે સ્વર્ગમાં ચાલો; અને મેં કાયા, વાણી અને મનથી જે કાંઈ સુકૃત કર્યું હોય, તેથી આ સર્વે મત્સ્ય જંતુ સુખને પામો.

ભીષ્મ કહે છે– હે યુધિષ્ઠિર ! તે પછી તે મહાત્મા ચ્યવન ઋષિના પ્રતાપથી સર્વે નિષાદો અને માછલાંઓ સ્વર્ગમાં ગયા. તે સમયમાં સ્વર્ગમાં જતાં જોઇને કારભારી અને ગોર સહિત નહુષ રાજા વિસ્મય પામી કહે છે.

નહુષ કહે છે–હે આમાત્યો ! શ્રેયાર્થિ મનુષ્યોએ તીર્થના જળ સરખા સંત પુરૂષોની સેવા કરવી. કેમકે વૈભવથી ક્ષિણ થયા હોય, તોપણ મનુષ્યોને નિષ્ફળ થાતા નથી. મહાત્માનું દર્શન પવિત્ર કારક છે અને તીર્થરૂપ છે. તીર્થ તો

કાળે પવિત્ર કરે છે, સાધુ પુરૂષ તો સમાગમથી પવિત્ર કારક છે. એમ વાત કરે છે તે સમયમાં ચ્યવન ઋષિ અને ગવિજાત પ્રસન્ન થઇને નહુષ રાજાને આવું વચન કહે છે. હે રાજા ! અમે તમને પ્રસન્ન થયા છીએ; માટે ઇચ્છા પ્રમાણે વરદાન માગો ? એવાં તેનાં વચન સાંભળી રાજાએ ધર્મબુદ્ધિ માગી. તે પછે તે ઋષિઓએ કહ્યું કે, " તથાસ્તુ " એમ કહિ તે રાજાનાં વખાણ કરવા લાગ્યા. હે રાજા ! અહો ! તું ધન્ય છો કેમજે મનુષ્યને ધર્મમાં બુદ્ધિ થાવી બહુજ દુર્લભ છે, તેમાં રાજાને રાજ્યમદ અને મોહ હોય છે. અને મોહથી નરક પ્રાપ્ત થાય છે; માટે વિવેકી પુરૂષોએ રાજ્યની નિંદા કરેલ છે. જે વિષયમાં લોલુપતાવાળા છે તે તો રાજ્યને વખાણે છે, વિદ્વાન્ તો નરક તુલ્ય દેખે છે; માટે હે રાજા ! બેઉ લોકને નાશ કરનારો મદ કોઇ દિવસ કરવો નહિં. તમને અમારા બેઉની કૃપાથી મદ નાશ થાશે એમાં સંશય નથી. ઇચ્છા પ્રમાણે ધર્મ બુદ્ધિ થાઓ, એમ કહી મહાત્માઓ ચાલી નીકળ્યા. નહુષ રાજા પણ વરદાન પામી પોતાના ભવન પ્રત્યે ગયા.

ભીષ્મ કહે છે—હે રાજા ! એવી રીતે સત્પુરૂષના સમાગમના ગુણ અને ગાયનો મહિમા કહ્યો, હવે બીજું શું સાંભળવાની ઇચ્છા છે તે કહો ?

एतत्ते कथितं राजन् गुणा ये सत्समागमे ॥
महाभाग्यवतां चैव किमन्यत् श्रोतुमिच्छसि ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिर संवादे गुर्जरभाषायां च्यवन नहुष संवादोनाम पंचविंशोऽध्यायः ॥ २५ ॥

# અધ્યાય ૨૬ મો.

युधिष्ठिर उवाच.

मानसानीह तीर्थानि प्रशंसंति महर्षयः ॥
तानि मे कुरुशार्दूल यथावद्वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પુછે છે—હે કુરૂશ્રેષ્ઠ ! વિવેકી પુરૂષો માનસતીર્થો (મનનાં કલ્પિત) ને વખાણ કરે છે, તો તમે મને કહેવા લાયક છો ?

ભીષ્મ કહે છે—હે રાજા ! આ ઠેકાણે જનક અને લોમશ ઋષિના સંવાદરૂપ ઇતિહાસ કહું તે સાંભળો. ધર્માત્મા, ધ્યાનયોગમાં પરાયણ, તપસ્વી, સત્ય બોલનાર, જ્ઞાનની પ્રાપ્તિથી સંશય વગરના અને તીર્થયાત્રામાં તત્પર જે લોમશ નામે ઋષિ હતા, તે કોઇ સમયમાં જનક રાજાને ઘેર પધાર્યા. જનક રાજા પણ પોતાને ઘેર આવેલા લોમશ ઋષિને જોઇ ઉભા થઇ યથાવિધિ પૂજા કરી, આસન આપ્યા પછી વખત લઇ બોલ્યા હે રાજા ! તમે જે મને પુછો છો તેજ તેણે પુછ્યું.

જનક રાજા કહે છે—હે મહાપ્રાજ્ઞ ! મહત્પુરૂષો માનસતીર્થોનાં વખાણ કરે છે તે તીર્થોનો વિસ્તાર મને કહેવા લાયક છો ?

લોમશ કહેછે—હે નિષ્પાપ ! તમને માનસતીર્થ કહું તે સાંભળો. જે પુરૂષ તે તીર્થમાં સ્નાન કરે તો પરમ ગતીને પામે છે. આ જગતમાં જ્ઞાન તીર્થ, જંગમ તીર્થ, ઇન્દ્રિયનિગ્રેહ તીર્થ, સર્વ પ્રાણી ઉપર દયારૂપ તીર્થ, સત્ય તીર્થ,

કોમળતા તીર્થ, દાન તીર્થ, દમ તીર્થ, સંતોષ તીર્થ, બ્રહ્મચર્ય તીર્થ, અહિંસા તીર્થ, ચોરી ન કરવી તે તીર્થ, અદ્રોહભાવ તીર્થ, શ્રધ્ધા તીર્થ, ધૃતિ તીર્થ, અને તપ તીર્થ છે. એ બધા તીર્થમાં જેથી મનની શુધ્ધિ થાય છે તે ઉત્તમ તીર્થ છે. જળમાં સ્નાન કરવું તે તીર્થ નથી. કોઈ પાપથી, વિષયી, ક્રૂર અને નાસ્તિક હોય તે પણ જો સર્વ તીર્થમાં સ્નાન કરે તોપણ સર્વદા મલીન છે. શરીરના મળ ધોવાથી નિર્મળ થાતો નથી. જેમ જળના જંતુ જળમાં જન્મે છે અને મરે છે, તેમ તે પુરૂષ જન્મ મરણને ભોગવે છે. શુધ્ધ મનવાળો જન્મ મરણ પામતા નથી. વિષયમાં જે પ્રીતિ તે મનનો મળ કહેવાય છે, તેમાં જ્યારે વૈરાગ્ય થાય ત્યારે મન નિર્મળ કહેવાય છે. અંતરમાં રહેલો જે મળ છે તે તીર્થમાં સ્નાન કરવાથી શુધ્ધ થાતો નથી. જેમ મદીરાના પાત્રને સેંકડો નદીના પાણીથી ધોઇએ તોપણ પવિત્ર થાતું નથી, તેવી રીતે નાવાથી પવિત્ર થવાતું નથી. વેદમાં દાન, યજન, તપ પવિત્રતા, તીર્થસેવા અને શ્રવણ એટલાં તીર્થો કહ્યાં છે, પણ જેનું મન નિર્મળ છે તેને સર્વ તીર્થરૂપ છે. જે મનુષ્ય ઇન્દ્રિયોને રોકીને જ્યાં જ્યાં વસે છે, ત્યાં ત્યાં નૈમિષારણ્ય અને પુષ્કરાદિ તીર્થો રહે છે. જે મનુષ્ય રાગ-દ્વેષરૂપ મળને હરનાર ધ્યાનરૂપ જળ છે જેમાં એવા જ્ઞાનરૂપ માનસરોવર તીર્થમાં સ્નાન કરે છે તે પરમ ગતીને પામે છે. જે જગતના કારણરૂપ વાસુદેવને ભજન કરે છે તેથી બીજું અધિક તીર્થ નથી. જેમાં નિર્મળ અંતઃકરણવાળા ભગવદ્ભક્તો સ્નાન કરે છે, તેજ

પાપને નાશ કરનારૂં અધિક તીર્થ જાણો. જે ઠેકાણે વિષ્ણુ ભક્તો વસે છે, તે સર્વથી અધિક ક્ષેત્ર જાણવું. જ્યાં રાગાદિ રહિત વિષ્ણુભક્તો છે ત્યાં વિષ્ણુનું સાન્નિધ્યપણું છે, જ્યાં વિષ્ણુભક્તો નથી અને સુગંધી ચંદનાદિક અને નાનાપ્રકારના પુષ્પાદિક હોય તોપણ વિષ્ણુનું સાન્નિધ્ય નથી. નાના પ્રકારનાં નૈવેદ્યાદિક અને નૃત્ય ગાયનાદિથી નિરંતર આરાધના કરાય છે તોપણ વિષ્ણુ હર્ષ પામતા નથી. માટે મ્હોટા ભાગ્યવાળા, પાપ રહિત વિષ્ણુભક્તો સકળ લોકને પવિત્ર કરનાર છે, તેથી કયું તીર્થ અધિક છે? જે ભગવદ્ભક્ત શૂદ્ર, પારાધી અથવા ચાંડાળ હોય તેઓને તે તે જાતિના સામાન્યરૂપે જુએ છે, તે નરકમાં જાય છે. હે રાજા! વિષ્ણુને પ્રસન્ન કરવા સારૂ વિષ્ણુભક્તોને સંતોષ પમાડવાથી વિષ્ણુ પ્રસન્ન થાય છે. હે રાજા! એ રીતે માનસ તીર્થનું લક્ષણ કહ્યું. હવે તમને પૃથ્વીના તીર્થોનું પવિત્રપણું કહું તે સાંભળો. જેમ શરીરના કેટલાક ઊંચ નીચ ભાગ પવિત્ર અપવિત્ર છે, તેમ તત્વવેત્તા મુનિઓએ પૃથ્વીનો અને જળનો આશ્રય કરવાથી મુનીઓનું અને જળનું પવિત્રપણું કહેવાય છે. એવાં પૃથ્વીનાં તીર્થોમાંઅને માનસતીર્થોમાં જે હમેશાં સ્નાન કરે તે પરમ ગતીને પામે છે.

ભીષ્મ કહે છે—હે રાજા! એવી રીતે મહામુની લોમશ જનક રાજાને માનસતીર્થોનો મહિમા બતાવી ચાલી નીકળ્યા. જનક રાજા પણ તેના કહેવા પ્રમાણે અનુસરી અત્યંત દુર્લભ સિદ્ધિને પામ્યા. હે ભૂપતે! તીર્થ, વેદ, ત-

પ અને સત્ક્રિયા પવિત્ર કરતા નથી. જેનું મન નિરંતર પવિત્રછે તેનેજ સર્વ ફળરૂપ થાય છે બીજી રીતે થાતાં નથી.

नृचैव तीर्थानि भवंति भूपते न चैव वेदा न तपो न सत्क्रिया
यदा प्रसन्नं हृदयं सुनिर्मलं तदाशु सर्वाणि फलंति नान्यथा ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां मानसतीर्थयात्रानाम षडविंशोऽध्यायः ॥ २६ ॥

---

# अध्याय २७ मो.

## युधिष्ठिर उवाच.

अहत्वा ब्राह्मणान् येन कर्मणा ब्रह्महा भवेत् ॥
एतन्मे पृछत स्तात यथावद्वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પુછે છે—હે તાત! બ્રહ્મહત્યા કર્યાવગર કયાકર્મથી બ્રહ્મહત્યા થાય છે તે તમે મને કહેવાલાયક છો?

ભીષ્મ કહે છે—હે રજા! જે વાત તમે મને પુછો છો તેજ વાત મેં વ્યાસજીને પુછેલ તેણે જે કહેલ છે તે તમે સાંભળો. બ્રાહ્મણને કાંઇ વસ્તુ દેવા સારૂ બોલાવીને પછે તેને કાંઇ નથી એમ કહે તે બ્રહ્મઘાતકી જાણવો. જે પોતાની ગુણસંપન્ન પુત્રી યોગ્યવરને દેતો નથી તે બ્રહ્મહત્યાને પામેછે. કપટથી દ્રવ્ય સંપાદન કરે અને વેદાધ્યયન સંપન્ન બ્રાહ્મણનું દ્રવ્ય હરણ કરે તે બ્રહ્મ ઘાતકી જાણવો. જે અધર્મમાં પ્રીતિયુક્ત થઇ બ્રાહ્મણ જાતીને મિથ્યા વચન બોલી શોક ઉત્પન્ન કરે તે બ્રહ્મઘાતકી જાણવો. જે તરશથી આકુળ વ્યાકુળ થઇ આમનાં તેમનાં ભટકતાં ગાયોના ટોળાંને વિઘ્ન કરે તે બ્રહ્મ

ઘાતકી જાણવો. અંગહીન, દીન, અંધ, વ્યાધિગ્રસ્ત અને જડ હોય તેનું દ્રવ્ય હરણ કરે તે બ્રહ્મઘાતકી જાણવો. જે પ્રસિદ્ધ વેદ અને ઋષિઓએ કરેલાં શાસ્ત્રને દૂષિત કરે તે બ્રહ્મઘાતકી જાણવો. જે નાસ્તીક, ધર્મ મર્યાદાને ભેદ કરનાર, દેવ બ્રાહ્મણને દૂષણ દેનાર અને ધર્મની નીંદા કરનાર હોય તે બ્રહ્મઘાતકી જાણવો. જે સર્વ લોકના કર્ત્તા જગત્પતિ વાસુદેવને મોહથી દૂષિત કરે તે બ્રહ્મઘાતકી જાણવો. જે માતાની પેઠે રક્ષા કરનાર અને સૃષ્ટિ, સંહાર કરનારની પૂજા કરતો નથી તે પાપી બ્રહ્મઘાતકી જાણવો. જે વનમાં વનનાં તૃણાદિના ભક્ષણ કરનાર અને કોઇના અપરાધ વગરનાં કરનાર દીનપ્રાણીને મારવાની ઇચ્છા કરે તે બ્રહ્મઘાતકી જાણવો. જે સાક્ષીના કામમાં ગજાની સમીપે લોભ, દ્વેષ અને ભયથી ખોટું બોલે તે બ્રહ્મઘાતકી જાણવો. જે લોકમાં પારકાં છિદ્ર જોનાર અને ચાડી કરી ઉદ્વેગ ઉત્પન્ન કરે તે બ્રહ્મઘાતકી જાણવો. જે પુત્ર નેત્રથી હીન અને દુઃખિત થતાં માત પિતાની રક્ષા કરતો નથી તે બ્રહ્મઘાતકી જાણવો. જે હિંસિક પુરૂષો જંતુની ઉપર પ્રતિકુળ વર્તે છે તે બ્રહ્મહત્યા કર્યાવગર બ્રહ્મહત્યાને પામે છે. જે ગાયોના ટોળામાં, વનમાં ગામડામાં, નગરમાં અગ્ની મુકી સળગાવે છે તે બ્રહ્મઘાતકી જાણવો. ક્ષુધાથી વ્યાપ્ત થયેલા અને જમવાની ઇચ્છા કરનાર બ્રાહ્મણોને વિઘ્ન કરે છે તે બ્રહ્મઘાતકી જાણવો. જે પાપી ગુરૂ અને ગુરૂપુત્રનું અપમાન કરે છે તે બ્રાહ્મણને માર્યા વગર બ્રહ્મઘાતકી જાણવો. જે ચાલતાં, ઉભતાં જાગતાં અને સુત

પ્રાણીનું હિત આચરણ કરતો નથી તેનું જીવિત પશુના સરખું વૃથા છે. હે ભારત! બ્રહ્મહત્યા કર્યા વગર બ્રહ્મહત્યા પુરૂષને થાય છે, તે વાત યથાર્થ મેં તમને કહિ બતાવી.

एतत्ते सर्वमाख्यातं मया तत्त्वेन भारत ॥
अहत्वैव यथा विप्रं ब्रह्महा पुरुषो भवेत् ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां ब्रह्महत्यानिर्देशो नाम सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

---

# अध्याय २८ मो.

युधिष्ठिर उवाच.

प्रायशः पुरुषा लोके नृशंसाः प्राणिहिंसकाः ॥
मांसेषु श्रद्धा दृश्यंते रौद्रारक्षोगणा इव ॥ १ ॥

યુધિષ્ઠિર પુછે છે—હે પિતામહ! ઘણું કરીને આ લોકમાં ઘાતકી, પ્રાણીની હિંસા કરનારા અને માંસમાં રાક્ષસોની પઠે શ્રધ્ધાવાળા દેખાય છે. નાના પ્રકારના શાકપત્રાદિ તેમજ શેરડી અને દુધના પદાર્થોની તેવી ઇચ્છા કરતા નથી. જેવી માંસમાં કરે છે, માટે માંસ વગર જે પદાર્થો છે, તે તેજ અને કાંતી કરનારા છે. તેમજ રોગ અને પીડા હરનારા છે. માંસભક્ષી તો આથી અતિશે સ્વાદિષ્ટ બીજો કોઇ પદાર્થ નથી એમ તે જાણતા હશે; માટે માંસભક્ષણમાં ઋષિઓએ જે દોષ કહ્યા છે, અને વરજવામાં જે ગુણ કહ્યા છે તે તમે મને કહેવા લાયક છો?

ભીષ્મ કહે છે—હે રાજા! અહો! આશ્ચર્ય છે કે, જે પુરૂષ વિષયમાં લુબ્ધ થઇ સર્વ દોષરૂપ માંસમાં ગુણ દેખે છે, તે

મૂઢ પુરૂષો શોચ કરવા લાયક છે. સ્વાદ ચાખનાર પુરૂષો-
ને તો જીભના ટેરવાના અગ્રભાગ ઉપર ક્ષણમાત્ર સંગરૂપ
સ્વાદ છે. કંઠની નાડીથી હેઠું ઉતર્યું કે, સર્વ અન્ન સર-
ખુંજ છે. જે સ્વાદુ અથવા સ્વાદ વગરનું અન્ન ગળાથી
કોઠામાં ગયું કે, સારા નરસાનો પરિણામ સરખો છે. ર-
સનાના ક્ષણ સંયોગના લોભથી અને તૃષ્ણાના આનંદમાં
મોહ પામી અંકુશથી માછલાની પેઠે નાશ પામે છે. જે
માંસ છે તે આયુષ્યનું કાંઇ હેતુ નથી, કેવળ દૈવજ કારણ
છે; તે દૈવત કોઇની નજરે આવતું નથી. જે માંસ ખાનારા
છે તે રોગી, પિડીત અને દુર્બળ દેખાય છે. જે માંસ ખા-
તા નથી તે નિરોગી, બળવાળા અને સુખયુક્ત દેખાય છે.
જે નિરંતર સ્વાદમાં આરૂઢ, નાસ્તીક અને વિષયમાં લુ-
બ્ધ થયેલા રાક્ષસની પેઠે નિર્દય થઇ વૃથા માંસ ખાય છે.
જે જીવવાની આશાવાળા પ્રાણીના માંસને ખાય છે તે ખા-
નાર પ્રાણીને અન્ય અવતારમાં તેને ખાય છે. એમ બ્રહ્મા
કહે છે. માંસ એ શબ્દના અર્થથી એમ જણાય છે કે, માં
મને જે ભક્ષણ કરે છે સ ને, હું, માંસરૂપ થાવું છઉં. એ-
નેજ માંસનું માંસપણું વિવેકી જન કહેછે. માંસ તૃણ, કાષ્ટ
અને પાષાણથી ઉત્પન્ન થાતું નથી કેવળ પ્રાણીને મારવા-
થીજ થાય છે, માટે માંસનો પરિત્યાગ કરવો; એજ ઉત્ત-
મ પ્રાપ્તિનું સાધન છે. જુઓ કે આ શરીરને કંટા વાગ-
વાથી કેટલી વ્યથા થાયછે ? અહો ! માંસનું દુરાત્માપણું તો
પ્રત્યક્ષજ દેખાય છે, કેમજે એકને ક્ષણિક પ્રીતી અને અન્ય
પ્રાણથી વિયોગ પામે છે. જે મનુષ્ય સર્વ પ્રાણી ઉપર પોતા

ખરોબર એટલે દુઃખ દેવાથી દુઃખ અને સુખ દેવાથી સુખ થાયછે, એમ જોનાર તે પરમ ગતીને પામે છે. જે મનુષ્યંપ્રાણીને ઉદ્વેગ પમાડે છે તે અરણ્યમાં દુઃખ ભોગવનાર થાય છે. જે પ્રાણીની હીંસા કરનાર છે તે સર્પની પેઠે પ્રાણીને ઉદ્વેગ કરનાર નરકમાં પડે છે. જે વૃથા પશુની ઘાત કરે છે તે પશુના જેટલા રોમ છે તેટલા વર્ષ પર્યંત જન્મ મરણ પામે છે. પશુની આઠ પ્રકારથી ઘાત કરનાર કહેવાય છે, તેમાં ૧ હણનાર, ૨ અનુમોદન કરનાર, ૩ તેનોવિભાગ કરનાર, ૪ તેનો વેચનાર, ૫ વેચાથી લેનાર, ૬ રાંધનાર, ૭ લઇ જનાર અને ૮ મો ખાનાર છે. ધન લઇ પશુને વેચનાર, ઉપભોગબુદ્ધિથી મારીને ચાખનાર અને વધ, અને બંધનમાં સહાય કરનાર એ ત્રણ પ્રકારનો ઘાત કહેવાય છે. જે પોતાનું માંસ પારકા માંસથી વધારવાની ઇચ્છા કરે છે તે નરકમાં પડે છે, એમ ધર્માત્મા નારદ મુનિ કહેછે. માંસની ઉત્પતિ અને દેહધારીનો વધ તથા બંધન જોઇ સર્વ માંસના ભક્ષણથી નિવૃતિ પામવી. જ્યારે પોતાની મેળે ઉત્પન્ન થએલા વનના શાકથી નિર્વાહ થાતો હોય ત્યારે પેટ ભરવા સારૂ પાતક કોણ કરે? હે રાજા! આ બાબત પૂર્વે ઋષિઓના મધ્યમાં ઘણીવાર સંવાદ થયો છે તેમાં જે નિશ્ચય થયો છે તે મારી પાસેથી સાંભળો. જે હિંસક પ્રાણીને પોતાના સુખ સારૂ મારે છે તે સ્થાવરપણાને પામે છે એમ વ્યાસ ઋષિ કહે છે. જે હમેશાં તપ તપે, યજન કરે અને દાન આપે તે, અને જે મધ, માંસને વર્જે તેબન્ને સરખા સમજવા એમ બ્રુહસ્પતિ કહે છે. જે જીવિત પર્યંત

ઝરની પેઠે માંસનો ત્યાગ કરે છે તે સ્વર્ગલોકમાં જાય છે, એમ ભગવાન્ વસિષ્ટ કહે છે. જે માંસ ભક્ષણ કર્યા પછે દોષ દેખી નિવૃત્તિ પામે છે તે સ્વર્ગ ગતિને પામે છે; એમ જમદગ્નિ કહે છે. જે અહિંસક પુરૂષ છે તે રૂપ, ઐશ્વર્ય, આરોગ્યતા, શ્રવણબળ અને સ્વર્ગ ગતિને પામે છે, એમ શુક્રાચાર્ય કહે છે. પ્રાણીના પ્રાણ બચાવવાથી સુવર્ણ દાન-ગો દાન અને પૃથ્વી દાન ઉત્તમ નથી, એમ પરાશર કહે છે. હવે બુધ્ધિમાન્ માર્કંડેય મુનિએ જે ધર્મ કહ્યો છે, અને સર્વ પ્રાણીના મીત્ર બ્રહ્માએ જે કહેલ છે, તે હમણા સાંભળો. કાયા, વાણી અને મનથી કોઇની હીંસા કરવી નહીં. મુનીઓને ભોજન કરવા લાયક જે શાક, મૂળ અને ફળ ભક્ષણથી જે ફળ મળે છે, તે ફળ માંસ વરજવાથી મળે છે. જે મનુષ્યો જન્મથી માંડી મદ્ય, માંસ અને મત્સ્યને વરજે છે, તેને મુનીઓ જાણવા. જે મનુષ્ય સો વર્ષ પર્યંત ગોમૂત્ર અને યવના લોટનો આહાર કરે, અને એક માંસનું વર્જન કરે તે બેમાં માંસનો ત્યાગી ઉત્તમ છે. જે સર્વ જગતનો હિતેચ્છુ થઇ કોઇ પ્રાણીનો વધ, બંધન અને પરિક્લેશ પમાડતો નથી તે અત્યંત સુખને પામે છે. જે સો વર્ષ સુધી દારૂણ તપ તપે અને જે માંસ વર્જે તે બેઉ સમ કહેવાય છે. જે માંસ ભક્ષી મનુષ્ય બે પક્ષમાં એકેકો દિવસ ત્યાગ કરે તો સ્વર્ગ ગતીને પામે; ત્યારે અત્યંત વરજનાર કેમ ન પામે ? મદ્ય, માંસ, સ્ત્રીઓ, ( વ્યભિચાર કરનારીઓ ) જુગટું, ચોરી અને પ્રાણીના વધની જગ્યો એટલા સ્થાનમાં જેનું મૃત્યું નજીક આવ્યું હોય તે જાય છે.

અબોલ પશુની ઉપર જે શસ્ત્ર સ્વભાવથી નર્દય છે તે પણ તૃણની પેઠે આચરણ કરે છે, જે અગ્નિ છે તેનો બાળવાનો સ્વભાવ છે તે પણ પિતાની પેઠે આચરણ કરેછે, એવાં પશુના માંસને ખાનારા મનુષ્યો કેવા નિર્દય છે!હિ તાત! કોઇ પોતાના પિતાના મસ્તકને તરવારવતી ઘાત કરે તેનું જે પાતક છે તેજ પ્રમાણે દુઃખમાં યોજના કરે છે, એવી દુઃખકારક હીંસા છે; માટે અહિંસા ધર્મમાં હાથીના પગમાં સર્વના પગની પેઠે સર્વ ધર્મનો અંતર્ભાવ થાયછે જે પ્રાણીની હિંસા કરનારા છે તે સેંકડોવાર પેટ ચાલનારાના જન્મ ભોગવી છેવટમાં ચાંડાળાદિક જાતીમાં અવતાર ધારણ કરેછે. જે મનુષ્ય પ્રતિવર્ષ-અશ્વમેધ યજ્ઞ કરતાં સો વર્ષ નિગમન કરે તેનું પુણ્ય અને જે માંસ ખાતો નથી તેનું પુણ્ય બરોબર છે. જે સપ્ત સમુદ્ર પર્યંત પૃથ્વીનું દાન આપે છે તે અને જે માંસ ખાતો નથી તે બન્નેને સમ ફળ થાય છે. જે પુરૂષ કોઈ દિવસ હિંસા કરતો નથી તે પુરૂષ જ્યારે જે કર્મ ચિંતવન કરે તે કર્મ તેને યત્ન વગર પ્રાપ્ત થાય છે. માંસના વરજવાથી ઇચ્છા પ્રમાણે ચાલનાર વિમાનમાં બેસી અપ્સરાનાગણે સેવન કરાયેલ દેવતાની પેઠે આનંદ પામે છે. જે ધ્યાનયોગનિષ્ઠ પુરૂષ ગતી પામે છે તે ગતીને સર્વ પ્રાણી ઉપર દયા કરનાર પામે છે, વાસુદેવ જગત્પતિ વિષ્ણુ સમસ્ત પ્રાણીના આત્મા છે; માટે કોઇની હિંસા કરવી નહીં. સર્વ પ્રાણીના હિતરૂપ આ ધર્મનો આશ્રય કરનાર બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણની દેવતાઓ પણ ઇચ્છા કરે છે. જેણે અહિંસાનું સેવન કર્યું તેને સર્વ વેદભણવાનું,

મારા ભાઇને કેમ ગ્રહણ કર્યો છે ને તું મને કહે?

પન્નગ કહે છે—હે રાજા! હું તમારો પુર્વજ ચંદ્રવંશી પાંચમો આયુનો વંશ કર્તા નહુષ નામે દીકરો હતો. તે મેં તપ, યજ્ઞ, વિદ્યા, કુટુંબજન અને પરાક્રમથી ત્રણલોકનું ઐશ્વર્ય (ઇન્દ્રપદ) મેળવ્યું. તે પછે સર્વરાજાનો મદ મારામાં આવ્યો, જે મદથી એક સહસ્ર મુખ્ય મુખ્ય બ્રાહ્મણોની પાસે મારી પાલખીને વહન કરાવી, તે પ્રસંગમાં મારા મહાન્ દોષથી લોક પ્રખ્યાત મહાત્મા અગસ્ત્ય મુનિએ ક્રોધથી રાજ્યભ્રષ્ટ કરી દૈવના બળથી આવી ગતીને પમાડયો. જે દૈવગતીને બુધ્ધિ, ઉત્સાહશક્તી, સહાયના અને બળથી કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી. તે દૈવને સુખ દુઃખ ઉત્પન્ન કરવામાં કાંઇ ભાર નથી, જેનાથી હું દેવતાનો રાજા હતો તોપણ ક્ષણમાત્રમાં સર્પપણાને પામ્યો. જો બુદ્ધિ, શૌર્યતા અને સંપત્ હોય તોપણ દૈવની આગળ કોઇ પહોચી શકતું નથી. બુધ્ધિવાળા, શૂરવીર પુરૂષો દુઃખિત દેખાય છે, બીકણ અને મૂર્ખ જન તો સુખી દેખાય છે; માટે દૈવજ કારણ છે. જે કાંઇ આ લોકમાં પ્રાણીમાત્રને વિપત્તિ અથવા ચિંતા થાય છે તે દૈવથીજ થાય છે. એવી રીતે જ્યારે વિમાનમાંથી હેઠો પડયો, ત્યારે અગસ્ત્ય મુનિએ મનમાં દયા લાવી શ્રાપના અંતરૂપ મને વચન કહ્યું. "હે રાજા! તમે ધર્મરાજાને જે પ્રશ્ન પુછશો અને તેનો જે ઉત્તર આપશે તે પછે થોડા વખતમાં શ્રાપથી મુક્ત થાશો, અને મારી કૃપાથી તમને સ્મૃતિનો નાશ થાશે નહીં, સર્પના શરીરમાં પણ બળની ક્ષીણતા થાશે નહીં, અને બળવાન્

**जगाम सर्पस्य वशं तन्मे ब्रूहि तपोधन ॥ १ ॥**

જન્મેજય પુછે છે—હે તપોધન ! દશહજાર હાથીના સરખું જોરવાળા મહા પરાક્રમી ભીમસેન સર્પને કેમ વશ થયા તે તમે મને કહો ?

વૈશંપાયન કહેછે—હે જન્મેજય ! કોઇ દિવસ ભીમસેન પોતાની ઇચ્છાથી હાથમાં તરવાર અને ધનુષબાણને લઇ એકાએક વનમાં મૃગયા ફરવા ગયા. એમ ફરતાં એક પર્વતની ગુફામાં પ્રવેશ કર્યો, ત્યાં પર્વત સરખો સાક્ષાત્ કાળ હોય એવો અજગર સર્પને દીઠો, અને પાસે જાય છે તેટલામાં દૈવપ્રેરિત સર્પે ભીમસેનને વીટી લીધા, તે બળવાળા હતા તોપણ તેને નિર્બળ કરી મુક્યા. તેવાજ સમયમાં યુધિષ્ઠિર રાજાને ઘોરરૂપ મ્હોટા ઉત્પાત ચારેતરફથી થાવા લાગ્યા. તે મ્હોટા ઉત્પાતને જોઇ મનમાં શંકિત થઇ ભાઇઓ સામું જોએછે તેટલામાં ભીમસેનને ન દીઠા. તે પછે દ્રૌપદીની રક્ષા સારૂ અર્જુન, નકુળ અને સહદેવને આજ્ઞા આપીને ધૌમ્ય ઋષિ સહિત ભીમસેનના પગના પ્રહારથી ભગ્ન થયેલા વૃક્ષોવાળા રસ્તાને જોતા જોતા જાયછે, તેવામાં પર્વતની ગુફામાં સર્પથી વીટાયેલા ભીમસેનને દીઠા. તે પછે શોક અને દુઃખથી પીડા પામી આવું પુછે છે. હે ભાઇ ! આ તમને દુઃખ ક્યાંથી પ્રાપ્ત થયું અને આ સર્પ કોણ છે ? એમ જ્યારે ભાઇએ પુછ્યું ત્યારે ભીમસેને પોતાનું વૃત્તાંત કહી બતાવ્યું. તે પછે રાજા યુધિષ્ઠિરે સર્પને તેનું વૃત્તાંત પુછ્યું.

યુધિષ્ઠિર પુછે છે—હે પન્નગ ! તું દેવ કે દાનવ છો અને

મારા ભાઇને કેમ ગૃહણ કર્યો છે તે તું મને કહે?

પન્નગ કહે છે—હે રાજા! હું તમારો પુર્વજ ચંદ્રવંશી પાંચમો આયુનો વંશ કર્ત્તા નહુષ નામે દીકરો હતો. તે મેં તપ, યજ્ઞ, વિદ્યા, કુટુંબજન અને પરાક્રમથી ત્રણલોકનું ઐશ્વર્ય (ઇન્દ્રપદ) મેળવ્યું. તે પછે સર્વરાજાનો મદ મારામાં આવ્યો, જે મદથી એક સહસ્ર મુખ્ય મુખ્ય બ્રાહ્મણોની પાસે મારી પાલખીને વહન કરાવી, તે પ્રસંગમાં મારા મહાન્ દોષથી લોક પ્રખ્યાત મહાત્મા અગસ્ત્ય મુનિએ ક્રોધથી રાજ્યભ્રષ્ટ કરી દૈવના બળથી આવી ગતીને પમાડયો. જે દૈવગતીને બુધ્ધિ, ઉત્સાહશક્તી, સહાયતા અને બળથી કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી. તે દૈવને સુખ દુઃખ ઉત્પન્ન કરવામાં કાંઇ ભાર નથી, જેનાથી હું દેવતાનો રાજા હતો તોપણ ક્ષણમાત્રમાં સર્પપણાને પામ્યો. જો બુદ્ધિ. શૌર્યતા અને સંપત્ હોય તોપણ દૈવની આગળ કોઇ પહોચી શકતું નથી. બુદ્ધિવાળા, શૂરવીર પુરૂષો દુઃખિત દેખાય છે, બીકણ અને મૂર્ખ જન તો સુખી દેખાય છે; માટે દૈવજ કારણ છે. જે કાંઇ આ લોકમાં પ્રાણીમાત્રને વિપત્તિ અથવા ચિંતા થાય છે તે દૈવથીજ થાય છે. એવી રીતે જ્યારે વિમાનમાંથી હેઠો પડયો, ત્યારે અગસ્ત્ય મુનિએ મનમાં દયા લાવી શ્રાપના અંતરૂપ મને વચન કહ્યું. "હે રાજા! તમે ધર્મરાજાને જે પ્રશ્ન પુછશો અને તેનો જે ઉત્તર આપશે તે પછે થોડા વખતમાં શ્રાપથી મુક્ત થાશો, અને મારી કૃપાથી તમને સ્મૃતિનો નાશ થાશે નહીં, સર્પના શરીરમાં પણ બળની ક્ષીણતા થાશે નહીં, અને બળવાન્

કોઇ જંતુને ગ્રહણથી વશ કરશો " એવી રીતે મહાત્માયેં વચન કહ્યાં. તે પછે વિમાનમાંથી હેઠો પડયો અને મારા શરીરને સર્પરૂપ જોયો. હે રાજા ! હવે જે જે હું પ્રશ્ન પુછું તેનો ઉત્તર જ્યારે આપશો, તે પછે તમારા ભાઇને મુક્ત કરીશ. અન્યથા કરીશ નહીં.

યુધિષ્ઠિર કહેછે–હે તાત! તમારી ઇચ્છા પ્રમાણે પ્રશ્ન પુછો હું મારો બુદ્ધિઅનુસારથી પ્રશ્નનો ઉત્તર આપીશ.

નહુષ પુછેછે–હે નિષ્પાપ ! સર્વ દેવતાઓ અને ઋષિઓ ધર્મનાં વખાણ કરે છે માટે સંક્ષેપથી મને કહો ?

યુધિષ્ઠિર કહે છે–હે પિતામહ ! જે સત્ય, દમ, તપ, પવિત્રતા, સંતોષ, લાજ, ક્ષમા, કોમળતા, દયા અને ધ્યાનને પાળે તે સનાતન ધર્મ કહેવાય છે.

નહુષ પુછે છે–હે રાજા ! સત્ય અને દમ કોને કહેછે, કેવા લક્ષણવાળું તપ છે અને શૌચ કોને કહેછે ?

યુધિષ્ઠિર કહે છે–પ્રાણી ઉપર દયા રાખવી તે સત્ય, મનને રોકવું તે દમ, સ્વધર્મ પાળવો તે તપ, વર્ણસંકરથી રહિત થાવું તે શૌચ,

નહુષ પુછેછે– હે રાજા ! સતોષ, લાજ, ક્ષમા, અને કોમળતા કોને કહેછે ?

યુધિષ્ઠિર કહેછે–વિષયનો ત્યાગ તે સંતોષ, નરસા કામથી નિવૃત્ત થાવું તે લાજ, સુખ-દુ:ખાદિ દ્વંદ્વને સહન કરવું તે ક્ષમા અને બધે ઠેકાણે સમાન ચિત્ત તેને કોમળતા કહેછે.

નહુષ પુછેછે–હે રાજા ! જ્ઞાન, શમ, દયા અને ધ્યાન કોને કહેછે ?

યુધિષ્ઠિર કહેછે– આત્મતત્વને જાણવું તે જ્ઞાન, ચિત્તની-પ્રસન્નતા તે શમ, સર્વમાં સુખરૂપ દૃષ્ટિ તે દયા અને મનને વિષયથી રહિત કરવું તે ધ્યાન.

નહુષ પુછેછે–દુર્જય શત્રુ કોણ અને અનંત વ્યાધિ કોને કહેછે, સાધુ તે કોણ અને અસાધુ કોને કહેવાય છે ?

યુધિષ્ઠિર કહેછે–દુર્જય શત્રુ તે ક્રોધ, અનંત વ્યાધિ તે લોભ, સર્વ પ્રાણીનું હિત ચાહનાર તે સાધુ, નિર્દય તે અસાધુ.

નહુષ પુછેછે–હે રાજા ! મોહ, માન, આળસ્ય અને શોક કોને કહેછે ?

યુધિષ્ઠિર કહેછે–ધર્મમાં મૂઢપણું તે મોહ, પોતામાં અભિમાન તે માન, ધર્મનું વેહેચવું તે આળસ્ય અને અજ્ઞાન તે શોક.

નહુષ પુછેછે–સ્થૈર્યતા, ધિર્યતા, સ્નાન અને દાન તે શું ?

યુધિષ્ઠિર કહેછે–પોતાના ધર્મમાં મુંઝાવું નહિ તે સ્થૈર્યતા, ઇન્દ્રિયનો નિગ્રહ તે ધૈર્યતા, મનના મળનો ત્યાગ તે સ્નાન અને અભય દક્ષિણા દેવી તે દાન કહેવાય છે.

નહુષ પુછેછે– હે જનેશ્વર ! પંડિત, મૂર્ખ, સંસારનું કારણ અને હૃદયનો તાપ કોને કહે છે?

યુધિષ્ઠિર કહે છે–ધર્માત્મા તે પંડિત, નાસ્તિક તે મૂર્ખ, વાસના તે સંસારનું કારણ, પારકું સારૂં દેખી ન શકવું તે હૃદયનો તાપ જાણવો.

નહુષ પુછેછે–અહંકાર, દંભ, અભ્યસૂયા અને ચાડી કોને કહેછે ;

યુધિષ્ઠિર કહેછે–મોહજાળ તે અહંકાર, ધર્મનો ઢોંગ કર-

વો તે દંભ, ગુણમાં દોષદૃષ્ટિ તે અભ્યસૂયા અને પરનાં દૂષણ જોવાં તે ચાડી સમજવી.

નહુષ પુછે છે—ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થનો પરસ્પર નિત્ય વિરોધ છે તો તેનું ભેળાપણું કેમ થાય ?

યુધિષ્ઠિર કહેછે—જો પતિ અને પત્નિ પરસ્પર સ્નેહથી વર્તે તો ધર્મ, અર્થ અને કામ એ ત્રણનો સમાગમ થાય છે.

નહુષ પુછેછે—હે ભરતસત્તમ !અક્ષય નરક કોને કહેછે એ પ્રશ્ન પુછનાર મને યથાર્થ કહેવા લાયક છો ?

યુધિષ્ઠિર કહેછે—હે રાજા ! જે યાચના કરનાર અને ઘણા દુર્બળ બ્રાહ્મણને બોલાવી પછી કહેશે કે, હવે નથી તે અક્ષય નરકને પામેછે. જે કોઇ મનુષ્ય સાક્ષીના સમયમાં ઉભો થઇ ભયથી અથવા લોભથી ખોટું બોલે તે અક્ષય નરકને પામેછે. જે ભૂખ્યો અને તરશો આવેલો અતિથીને જોઇ યથાશક્તિ તેનો સત્કાર કરતો નથી તે અક્ષય નરકને પામેછે. જે ક્ષત્રિયાદિક વર્ણ બ્રાહ્મણની સ્ત્રીનું ગમન કરેછે તે અક્ષય નરકને પામેછે. જે પોતાનો આશ્રિત થઇને રહેલ અને આજીવિકાથી રહિત થયેલાનો ત્યાગ કરી અને અન્યનો સત્કાર કરે તે અક્ષય નરકને પામેછે. દેવ નિંદા, વેદ નિંદા અને સન્યાસીની નિંદા કરે તે અક્ષય નરકને પામેછે. હે ભરતર્ષભ ! પુરાણ પુરૂષ, લોકનાથ, આદિઅંત રહિત, જગતના કારણરૂપ, પરમાત્મા વિષ્ણુનું પૂજન કરતા નથી તે અક્ષય નરકને પામેછે જે દ્વિજ ધન છતાં પ્રતિગ્રહ લેવામાં પ્રીતિ રાખે છે તે અક્ષય નરકને પામેછે. જે ચાડી કરનાર અને બ્રાહ્મણનાં છિદ્ર જોનાર છે તેને જોઇ વસ્ત્ર સહિત નાહી

નાંખવું. જે સ્ત્રી નીચ પુરૂષ સાથે ચાલે અને પોતાના પતિથી અવળી ચાલે તે અક્ષય નરકને પામેછે. જે સ્ત્રી પોતાના પતિયે શયનમાં બોલાવ્યાં છતાં સૌભાગ્યના ગર્વથી પતિની પાસે જાતી નથી ને અક્ષય નરકને પામેછે. જે સ્ત્રી પોતાના પતિ અને પુત્રાદિકને છેતરી ખાવાના સ્વાદથી પોતે મિષ્ટાન્ન ખાય છે તે અક્ષય નરકને પામેછે. જે સ્ત્રી આવેલા અતિથિના અપમાનમાં તત્પર થાય છે તે અક્ષય નરકને પામેછે. હે ભારત ! જે કર્મથી અક્ષય નરક મળે છે તે વાત મેં તમને યથાર્થ કહિ બતાવી.

નહુષ પુછે છે હે નિષ્પાપ ! હવે કયા કર્મથી અક્ષય સ્વર્ગને પામે તે તમે મને કહો કેમજે હું તમને સર્વજ્ઞ માનું છઉં.

યુધિષ્ઠિર કહે છે—હે રાજા ! જે યજ્ઞ, હોમ, જપ સ્નાન દેવપૂજન અને દાનમાં તત્પર રહે તે અક્ષય સ્વર્ગને પામેછે. જેના ઘર આગળથી વિદ્વાન્ બ્રાહ્મણ નિરાશ થઇ પાછો જાતો નથી તે અક્ષય સ્વર્ગને પામેછે. જે પારકા દોષને ત્યાગકરી ગુણને ગ્રહણ કરેછે તે અક્ષય સ્વર્ગને પામેછે. જે યાચના કરનાર પ્રાણીને તે પદાર્થ અર્પણ કરી તેને પ્રિય વચનથી પ્રસન્ન કરેછે તે અક્ષય સ્વર્ગને પામેછે. જે ચાલતાં, સુતાં જાગતાં અને ઉભતાં પારકા હિતની ઇચ્છા કરેછે તે અક્ષય સ્વર્ગને પામેછે. જે વિષ્ણુ અને શિવની પરમ ભક્તિમાં તત્પર રહી નીંદિત કર્મથી નિવૃત્ત રહે તે અક્ષય સ્વર્ગને પામેછે જે સ્ત્રી કાયા, વાણી અને મનથી પતિની સેવામાં તત્પર રહેછે તે અક્ષય સ્વર્ગને પામેછે હે રાજા ! યૌવન, રૂપ અને દ્રવ્ય છતાં ગર્વ રહિત થઇ જિતેન્દ્રિય રહે તે અક્ષય સ્વર્ગને

પામેછે. જે શૂદ્ર જાતિ છે તે ત્રણ વર્ણની કાયા, વાણી અને મનથી સેવા કરેછે તે અક્ષય સ્વર્ગને પામેછે. હે રાજન! જે કર્મથી અક્ષય સ્વર્ગ પમાય છે તે વાત મેં તમને યથાર્થ કહિ બતાવી

નહુષ પુછે છે—હે મહાબાહો! શ્રાધ્ધનો અને દાનનો જે-કાળ હોય તે યત્નથી જોઇ મને કહો?

યુધિષ્ઠિર કહે છે—જે કાળે શ્રુતિ જાણનાર, પાપ રહિત, રાગ-દ્વેષ રહિત, ગમે તે સ્થળનો નિવાસી અને વિષ્ણુભક્ત આવે તે કાળ શ્રાધ્ધ દાનનો હું માનું છઊં.

નહુષ પુછેછે—જાતિ, કુળ, આચરણ, વેદાધ્યયન અને શ્રવણ છે એઓના મધ્યમાં કયા લક્ષણથી બ્રાહ્મણપણું જણાય છે તે તમે મને કહો?

યુધિષ્ઠિર કહેછે—બ્રાહ્મણની જાતિ, કુળ, વેદાધ્યન, અને શ્રવણાદિ જોવાનું નથી કેવળ તેનું આચરણ જોવાનું છે. કેટલાક મુનિઓએ તિર્યક્યોનિનો આશ્રય કરેલો છે; તોપણ સ્વધર્મના આચરણથી બ્રહ્મલોકમાં ગયા છે. નટની પેઠે દુષ્ટ અંતઃકરણવાળાને વેદાધ્યયનથી કાંઇ ફળ નથી. જેણે આચરણ પાળ્યું તેનેજ અધ્યયન અને શ્રવણ ફળરૂપ થાય છે. જેમ કપાળમાં (મનુષ્યની ખોપરીમાં) અને કુતરાના ચર્મના ફોટલીયામાં રહેલું પાણી સ્થાનના દોષથી દુષ્ટ છે તેમ આચરણ વિના શ્રવણાદિ વૃથા છે માટે વર્તણુંકની યત્નથી રક્ષા કરવી. જેમ દ્રવ્ય આવે અને જાય છે તેમ વૃતથી ઉત્તમ અને વૃત્તના નાશથી નાશ પામેછે. દુરાત્માને ઘણો ઉપદેશ દેવાથી તથા કુળથી કાંઇ પ્રયોજન નથી, દે-

મજે સુગંધી પુષ્પોમાં પણ જંતુઓ ઉત્પન્ન થાયછે. આ જગતમાં ભણનારા, ભણાવનારા અને શાસ્ત્રનું ચિંતવન કરનારો પણ વ્યસનથી મૂર્ખો દેખાય છે એટલા વાસ્તે જે સદાચરણી છે તેને પંડિત સમજવો. હે મહારાજ ! ચાર વેદ ભણેલો હોય અને દુરાચરણી થાય તો તેને શૂદ્રથી અતિ પાપી જાણવો. અગ્નિહોત્ર પરાયણ, ઇન્દ્રિય નિગ્રહ કરનાર, સંતોષી, પવિત્ર, તપસ્વી અને વેદાધ્યયનમાં શીળવાળાને દેવતાઓ બ્રાહ્મણ કહેછે. ગમે તેવા વસ્ત્રથી શરીરને ઢાંકનાર, ગમે તેવા અન્નથી પ્રાણને સંતોષ કરનાર અને ગમે ત્યાં શયન કરનાર તેને દેવતાઓ બ્રાહ્મણ કહેછે. જેને નારાયણમાં ભક્તિ અને જેનામાં આ કહેલા સદ્ગુણો છે એવો પુરૂષ આ લોકમાં અતિશે દુર્લભ છે એમાં સંશય નથી. જે સર્વે સુખ-દુઃખાદિકને સહન કરનાર, ધૈર્યતાવાળો, દુષ્ટસંગથી રહિત, સર્વ પ્રાણી ઉપર મૈત્રીભાવવાળો તેને દેવતાઓ બ્રાહ્મણ કહેછે. જેને સર્પના જેવો ભય તેવોજ ધનથી રહેછે, જેને મરણથી ભય તેમ સન્માનથી ભય રહેછે, જેવી માંસમાં દુષ્ટતા તેવીજ સ્ત્રીમાં દેખે છે તેને દેવતાઓ બ્રાહ્મણ કહેછે. જેનામાં સત્ય, દમ, તપ, દાન અહિંસા અને ઇન્દ્રિયનિગ્રહ દેખાયછે તેને બ્રાહ્મણ જાણવો. બ્રાહ્મણ હોય અને તેમાં સદાચરણ ન હોય તો તે શૂદ્ર સમજવો અને સારા આચરણ વાળો શૂદ્ર હોય તો તે બ્રાહ્મણ જાણવો. જેનામાં કામ, ક્રોધ, અનૃતપણું, દ્વેષ, લોભ, મોહ અને મદાદિ નથી તેને દેવતાઓ બ્રાહ્મણ કહેછે. હે તાત ! એ માટે જાતિ છે તે કારણ નથી, કેવળ સદ્ગુણ છે તે કલ્યાણનું હેતુ છે.

જુઓ મહા તપસ્વી વિશ્વામિત્ર ક્ષત્રિના કુળમાં અવતર્યા. વ્યાસજી ભીલની કન્યાથી થયા. શૃંગી ઋષિ મૃગીના પુત્ર થયા, તેમજ પૃથ્વી અને દધીચિ ઋષિ શું આચરણથી શુદ્ધ ન હોતા? હે રાજા! રાક્ષસો પણ સદાચરણની પ્રશંસા કરેછે. થોડું પણ જે વેદાધ્યયન છે તેને વૃત્ત કહેછે. અગ્નિહોત્ર અને વેદાધ્યયન તો રાક્ષસોનાં ઘર ઘર પ્રત્યે દેખાય છે પણ તેઓનામાં દયા, પવિત્રતા અને સત્યતા દેખાતી નથી.

નહુષ પુછે છે—હે રાજા! પ્રિય વચન બોલનાર, વિચારીને કામ કરનાર, ઘણાક મિત્ર કરનાર, તપ અને ધર્મ કરનાર શું ફળ પામેછે?

યુધિષ્ઠિર કહેછે—પ્રિય વચન બોલનાર પ્રિયતાને પામેછે, વિચારીને કાર્ય કરનાર અધિક ફળ પામેછે, મિત્ર કરનાર સુખ પામે છે અને તપરૂપ ધર્મ આચરણ કરનાર સારી ગતી પામેછે.

વૈશંપાયન કહેછે—હે જન્મેજય! એવી રીતે ધર્મરાજાએ કહેલા પ્રશ્નના ઉત્તરને સાંભળી વિસ્મય પામી પ્રસન્ન અંતઃકરણથી આવું વચન કહેછે

નહુષ કહેછે—હે પ્રશ્ન જાણનારામાં શ્રેષ્ઠ! તમે મારાં પ્રશ્નનો ઉત્તર યથાર્થ કહ્યો. હવે તમારા ભાઇને મુકી દઉં છઉં.

વૈશંપાયન કહેછે—હે રાજા! તે પછે નહુષે છુટા મુકેલા ભીમસેનને આદર સહિત હૃદયમાં મળી નહુષ રાજાની પૂજા કરી. તેવામાં નહુષ રાજા પણ અગસ્ત્ય મુનિના શાપથી

મુક્ત થઇ, દિવ્યરૂપ ધારણ કરી આવું વચન કહેછે.

નહુષ કહેછે–હે રાજા ! આ જગતમાં એવી કહેવત છે કે 'સાધુપુરૂષની સાથે સંભાષણ કરવું તે પુણ્ય દાયક છે' તમારી સાથે ભાષણ કરી હું સર્પપણાથી મુક્ત થયો તે તમે જુઓ છો. મનુષ્યો ધર્મથી રૂડા પુત્રને પામેછે. ધર્મરાજાએ એવું કયું પૂણ્ય કર્યું હશે કે, જેનાથી તમ સરખા પુત્ર પામ્યા. તમારી પ્રજાને પણ ધન્ય છે કેમજે જેના ધર્મધુરધર તમે પતિ છો. મેં ધર્મપરાયણ રાજાઓ ઘણા જોયા છે પણ તમ સરખા કોઇ દીઠા અને સાંભળ્યા નથી.

યુધિષ્ટિર કહેછે–હે મહારાજ ! આજ હું ભાગ્યવાળો થયો કેમજે તમે મને ગુણથી પ્રસન્ન થયા છો. તમ સરખા દેવતાઓ જેને પ્રસન્ન થાયછે તે અલ્પ ભાગ્યનું ફળ નથી? સાધુનું સાધુપણું એટલુંજ છે કે, મહતના ગુણનું વર્ણન કરવું તેજ છે તાપણ હે પાર્થિવસત્તમ ! એક મારા મનમાં કૌતુહળ થાય છે તો વિશ્વાસથી તમને પુછું છઉં, કાંઇ નિંદાથી પુછતો નથી. સર્વ શાસ્ત્ર જાણનાર, ત્રણલોકના રાજાએ સત્કાર કરાએલા તમને નીચ પુરૂષની પેઠે મોહે કેમ પરાભવ કર્યો ?

નહુષ કહેછે–હે કૌંતેય ! શિલ, સંતોષાદિક આચરણ યુક્ત, તપસ્વી, હિત અને અહિત જાણનાર પુરૂષોથી વિંટાએલા હોય તોપણ તેને સમૃદ્ધિ મોહ પમાડે છે. હે રાજા ! જેના ચિત્તમાં દારૂણ મદરૂપ શત્રુ નિવાસ કરતો નથી તેને દાનાદિ, વ્રતાદિ અને રાજ્યાદિકથી કાંઇ પ્રયોજન નથી. રાજાઓને તો દારૂણ મદ છે જે મદથી રાજાઓ રાજ્યભ્રષ્ટ

અને સ્વર્ગી સ્વર્ગભ્રષ્ટ દેખાય છે. જો રાજાઓ રાજ્યાસને ઉ-
પર બેઠા છતાં ધર્માચરણ કરે તો તે સ્વર્ગ પામે, સ્વર્ગથી મો-
ક્ષ પામેછે. જે રાજા છે તે એક દિવસમાં ધર્મ અને અધર્મ
એટલો કરેછે કે, ઇતર જન ઘણાક કાળ સુધી કરે તોપણ તે-
ની તુલનાને પોહોચનો નથી. જેમ અગ્નિમાં ઉષ્ણતા, વા-
યુમાં ચપળતા, ચંદ્રમામાં શીતળતા, તેમ ઐશ્વર્યમાં મદ
રહ્યો છે. જેમ મદીરાના પાનમાં મત્ત થયેલો પુરૂષ પાપને
દેખતો નથી તેમ ઐશ્વર્યના મદમાં આસક્ત થયેલો મહા-
ત્માને દેખનો નથી ઐશ્વર્યરૂપ અંધારામાં રહેલો નિર્મળ
વસ્તુને જોવા સારૂ જ્યારે હેઠા પડવારૂપી અંજન આંજે
ત્યારે વિમળતા પામે હે નૃપ ! હું ઐશ્વર્યરૂપી અંધારામાં
અંધ થયેલો કોઇને ન દેખતો હમણાં હેઠો પડયો ત્યા-
રે નેત્રવાળો થયો અને તમે મને જાગ્રત કર્યો છે. બન્ને લો-
કના હિતની ઇચ્છા કરનાર કોણ મદને નાશ ન કરે ? પ-
ણ ઘણાખરા પંડિતો, શૂરવીરો અને રાજાઓ તો મદ-
થી પરાધીન થઇ રાહુથી સૂર્યની પેઠે ગળાઇ જાય છે; માટે
બન્ને લોકનો નાશકારક મદ કરવો નહિ. આ તો મેં પ્ર-
ત્યક્ષજ દીઠું, એટવા વાસ્તે ત્રણ લોકમાં પૂજવા લાયક
બ્રાહ્મણોનુ અપમાન કરવું નહીં, અને તેઓની દાન,
માન, અને અર્ચનથી પૂજા કરવી. જેણે અગ્નિને સર્વભ-
ક્ષી કર્યો, વિંધ્યાચળની જેણે વૃધ્ધિ મટાડી, સમુદ્રનું પાન
કર્યું અને ચંદ્રને ક્ષય રોગી કર્યો એથી બીજો આ જગતમાં
કોણ અતિશે પૂજવા લાયક છે ? જે બ્રાહ્મણના મુખથી
દેવ પિત્રિઓ हव्य कव्य નામે અન્ન જમે છે તેથી અધિક

બીજું કોણ દૈવત છે? જેને સર્વ દેવતાઓ અને ચાર વર્ણો પણ સર્વદા પૂજા કરેછે એથી બીજા કોણ પૂજન કરવા લાયક છે? જેને પરમેશ્વરના અવ્યય પદની ઇચ્છા હોય તેણે સર્વ ઉપાયથી બ્રાહ્મણનું પોષણ કરવું. તેમ વળી દેવનાદેવ વિષ્ણુયેં મારી પાસે કહેલ કે "મને અને રૂક્મણીને રથની સાથે જોડીને ચલાવ્યા" એવા બ્રાહ્મણના અપરાધથી કોણ જીવી શકે? વળી બળભદ્રે કૃષ્ણ ભગવાનની પાસે એમ કહેલ છે કે "બ્રાહ્મણ કોઈ શ્રાપ દીયે અથવા કઠોર વચન બોલે તોપણ બ્રાહ્મણને નમસ્કાર કરવા. જે નમસ્કાર કરતા નથી તે પાપ કરનાર બ્રાહ્મણના વચનરૂપ અગ્નિથી દગ્ધ થઇ યમ દંડને ભોગવે છે, એમાં કાંઇ વિસ્મય કરવો નહિ. જે મને પરમ ભક્તિથી આરાધના કરવાની ઇચ્છા કરેછે તેણે બ્રાહ્મણની પૂજા કરવી. બ્રાહ્મણના પૂજનથી હું પ્રસન્ન થાઊં છઊં."

વૈશંપાયન કહેછે—હે જન્મેજય! એવાં વચન કહિ નહુષ રાજા સ્વર્ગમાં ગયા. યુધિષ્ઠિર રાજા પણ ભીમસેન સહિત પોતાના આશ્રમાં આવી મુનિઓની સમીપે પોતાના ભાઇ અર્જુન, નકુળ અને સહદેવ સાંભળતાં ભીમસેનની વાત કહિ બતાવી. હે જન્મેજય! મહાબલીષ્ટ ભીમસેનને મહાવનમાં જેવી રીતે અજગરે ગ્રસ્ત કરેલ અને ધર્મરાજાએ મુંકાવ્યા તે વાત મેં તમને કહિ બતાવી. આ ઉત્તમ નહુષ રાજાના આખ્યાનને જે કોઇ સાંભળે અથવા દ્વિજાતિને સંભળાવે તે બ્રહ્મલોકમાં જાય છે.

यस्त्विदं शृणुयान्नित्यं नहुषाख्यानमुत्तमम् ॥

श्रावयेद्वा द्विजातिभ्यो विष्णुलोकं स गच्छति ॥१॥
इतिश्री इतिहाससमुच्चये वैशंपायन जन्मेजयसंवादे गुर्जरभाषायां नहुषयुधिष्ठिर संवादोनामैकोनत्रिंशोऽध्यायः ॥२९॥

## अध्याय ३० मो.

### युधिष्ठिर उवाच.

भगवन् श्रोतुमिच्छामि सत्यवाक्यमनुत्तमम् ॥
यत्प्राग्बहुलया प्रोक्तं तन्मे व्याख्यातुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પુછે છે–હે ભગવન્ ! ઉત્તમ અને સત્ય જે બહુલા નામની ગાયેં વચનો કહેલાં છે તે તમારી પાસેથી સાંભળવા ઇચ્છા કરૂં છઊં તે મને કહેવા લાયક છો ?.

ભીષ્મ કહેછે હે સૌમ્ય ! સત્ય અને આર્જવ ગુણ યુક્ત ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનાર એક વ્યાઘ્ર અને ગાયના સંવાદરૂપ આખ્યાન કહું તે તમે સાંભળો. નાના પ્રકારના દેશથી ભરપૂર, અને યજ્ઞોના ઉત્સવયુક્ત, તેમજ ધન-ધાન્યથી વ્યાપ્ત માથુર નામનો દેશ છે. જે દેશમાં યમુનાના કાંઠા ઉપર આશ્રય કરેલી, અર્ધચંદ્રાકાર, વિદ્વજ્જને સેવન કરેલી, ઇન્દ્રધ્વજાથી આકીર્ણ, દરવાજાઓથી શોભિત, ઘણાં દ્વિજોથી ભરપૂર, ઘણાં વાંસણોથી શોભિત, વિસ્તારવાળી, રમણીક, આકાશમાં સ્વાતીનક્ષત્ર સરખી, દાટથી દુર્ગમ, યોધોથી દુર્જય, દેવતાઓનાં મંદિરોથી શોભિત, કેળના સ્તંભોથી મઢીત, રાજહંસ સરખાં ગૃહોથી ચળકતી, પનસ, બોલશ્રી, તાલ, પ્રવાલ, નાળીયેર, આંબાઓ,

કોંઠ, દેવદારૂ, તેમજ માલતી, મોગરા, જાંઇ, પદ્મન, ઉત્પલ, કુરંટક, સુવર્ણકમળ, જુઇ, કંકરૂત, કુંપાઓ, કરેણ, પાટલા, અશોક, ચંપા, નાગકેસર અને બપોરીઆ વગેરે પુષ્પની જાતિયુક્ત વાડીઓથી શોભિત, રત્નથી જડીત, ઇન્દ્રપુરી સરખી, ઘણાક ધન-ધાન્ય અને ગોધનથી અલંકૃત, વેદની ધ્વનીથી પવિત્ર, લાંબી અગાશીઓ, શેરીઓ અને ચૌટાઓથી શોભિત, નિરંતર ઉત્સવથી આનંદયુક્ત, વાંસળીઆદિ અનેક પ્રકારનાં વાંજિત્રથી શબ્દિત, ઉત્તમ ગાયન ગાનારાઓથી સમાકુળ, વેપારીનાં હાટોની પંક્તીથી ચારે દિશામાં વિભાગ પડેલા રસ્તાઓથી રમણીક, કુવા, વાવ, તળાવ, સભાસ્થાન, યજ્ઞસ્થાન અને પરબના સ્થાનથી શોભિત, વિવાહના ઉત્સવમાં મંગળીક વેશ ધારણ કરનારાં સ્ત્રીઓ અને પુરૂષોથી વિંટાએલી, લંકાપુરી સરખી ચદ્રાંવતી નામે નગરી છે જેમાં ઋષિઓથી વિંટાયેલો, ધર્મિષ્ટ, દેવતા અને અતિથીનું પૂજન કરનાર, સાક્ષાત્ ધર્મ અને પ્રજાપતિની મૂર્તિ હોય એવા ચંદ્રસેન નામે રાજા રાજ્ય કરેછે. હે રાજા ! તે પુરીમાં જે પૂર્વે વૃત્તાંત થયેલ છે તે સાંભળો. કોઇ એક ઉત્તમ બ્રાહ્મણની શરીરથી હૃષ્ટ-પુષ્ટ, વર્ણે ધોળી, કોટે ઘંટ બાંધેલ, મ્હોટા નાકવાળી, સુખે રૂપાળી, સૂક્ષ્મ ચાંબડી, પગ મ્હોટા અને આંચળ લાંબા, સમગ્ર ઉત્તમ લક્ષણ યુક્ત, સર્વ અવયવથી સુંદર અને મધુર સ્વરવાળી બહુલા નામે ગાય હતી. તે ગાય પોતાના યૂથમાં નિર્ભયપણે આગળ વિચરનારી હતી. તે ગાયોની સાથે વનમાં તૃણ ચરે છે એમ ચરતાં કોઇક દિવસે યમુનાને

કાંઠે અનેક પ્રકારનાં કોતરો, ગુફાઓ અને ઝરણાઓથી સુશોભિત રોહિત નામે પર્વત છે. તે પર્વતની મહાભયાનક, તૃણ અને કાંટાથી ભરપૂર, જોવાથી રોમાંચ કરનાર, મૃગ, સિંહ અને સર્પોથી સેવન કરેલી, વેલાઓ અને વૃક્ષોથી અતિગહન અને સેંકડો શૃગાળાદિક પશુના નાદથી નાદીત તળાટી છે. તે તળાટીમાં ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનાર, માંસ અને શ્રોણિતનો આહાર કરનાર, મ્હોટી ડાઢ, મહા બલિષ્ટ, શરીરે પર્વત સરખો, નાદથી મેઘ સરખો, ગુફા તુલ્ય મુખવાળો અને તીક્ષ્ણડાઢ અને નખરૂપ આયુધથી વિકાળ સિંહ કામરૂપ નામે રહે છે તેને જોઇ સર્વ ગાયોનું હિત ચાહનાર સોમીલ નામે ગોવાળ તૃણના લોભથી આગળ ગમન કરતાં ગાયોના ટોળાને રોકી ઉભો છે; તેટલામાં બહુલા નામની ગાય તૃણના લોભને લીધે પોતાના યૂથમાંથી ભ્રષ્ટ થઇ સિંહની પાસે જઇ, ઉભી તેવામાં તે વ્યાઘ્રે દોટ મુકી આવું વચન કહ્યું.

વ્યાઘ્ર કહેછે–હે ધેનું! આજ તું મને ભક્ષ્ય પ્રાપ્ત થઇ છો, માટે ભયને ત્યાગ કરી ઉભી રહે હવે તું શું કરનારી છો તે મને કહે?

ભીષ્મ કહેછે–હે રાજા! તે પછે વ્યાઘ્રનાં કઠોર અને રૂવાડા ઉભાં થાય એવાં વચન સાંભળી વાયુના વેગથી કેળની પેઠે કંપતી, સુખદાયક અને શરીરે ચંદ્રસરખા ઉજ્વળ પુત્રનું સ્મરણ કરી પુત્રના દર્શનમાં નિરાશ થઇ વીલાપ કરવા માંડી. એવી રીતે દુઃખીત થાતી ધેનુંને જોઇ વ્યાઘ્રે ઘોર વચન કહ્યું. હે બહુલે! હવે કેમ રૂદન

સંદેશો દઇ, પાછી તરત તમારી પાસે હું આવીશ, તે પછે તમે ઇચ્છા પ્રમાણે ભક્ષણ કરજો. એવાં બહુલાના વચન સાંભળી વ્યાઘ્રે ફરીથી જવાબ દીધો.

વ્યાઘ્ર કહેછે—હે ધેનું! હવે તારે દીકરાથી શું પ્રયોજન છે? આ તારા મૃત્યુને દેખતી નથી? મને જોઇ પ્રાણીમાત્ર ત્રાસ પામે છે અને કેટલાક મરણ પામે છે. તું આ ટાણે સ્નેહથી વ્યાપ્ત થઇ હે પુત્ર! હે પુત્ર! એમ કેમ બોલેછે? મને (વ્યાઘ્રને) જે વશ થાય છે તેને મંત્ર, તપ, દાન અને માત-પિતા રક્ષા કરવાને સમર્થ થાતાં નથી. અને તું ગાયોના ટોળાવાળું, ગોપીઓને આનંદ દેનારૂં, મ્હોટા બળદોથી નાદિત થયેલું, મનોહર, બાળક વાછડાંઓથી ભૂષિત, પવિત્રમાં પવિત્ર, મંગળમાં મંગળરૂપ, તીર્થના તીર્થભૂત, રમણીકમાં રમણીક, સમગ્ર સદ્ગુણથી સંપૂર્ણ, પ્રાણીમાત્રને સ્વર્ગભૂમિ સરખું, જેમાં ગોપીઓના દધિમથનના શબ્દથી, બાળક વાછડાના ભાંભરાટથી, ગાયોના હિંસોરાથી, અલક્ષ્મીનો નાશ થાય છે. બાહુયુધ્ધમાં ચતુર ગોવાળીયાના પડકારાથી, ગાયન અને નૃત્યથી મનોહર, મનુષ્યોના શબ્દથી, બાળકોના ખંભીના પડાકાથી, આસના તેમના ઉભેલા ગોવાળથી ભરપૂર, અને પ્રફુલ્લિત પુષ્પોથી સુશોભિત જે વ્રજ છે તેને જોઇ અને તેમજ તારા મા બાપ, પુત્ર અને સખીજનને જોઇ પાછી તું કેમ આવીશ? હે ભદ્રે! આ મારાં પંચભૂત તારા રૂધીરનું પાન કરો, હું તેને વાણીમાત્રથી નિરાશ કરીશ નહિ.

બહુલા કહેછે— હે મૃગેન્દ્ર! હું બાળવત્સા છઉં, માટે

મારું વચન સાંભળો. સખીજનને અમારા પરિપાળન કરનાર ગોવાળિયાઓને જોઇ તેમજ મારાં સખિજનની આજ્ઞા લઇ તરત પાછી આવીશ, જો વિશ્વાસ ન આવતો હોય તો તમારી પાસે સમ ખાઉં તે પછે મને મુક્ત કરજો.

વ્યાઘ્ર કહેછે– હે ભદ્રે ! સમ ખાવા તે શું ? એ મારા મનમાં કૌતુહલ ભાસે છે તો તે હું સાંભળવા ઇચ્છા કરૂં છું.

બહુલા કહેછે–હે વ્યાઘ્ર ! બ્રહ્મહત્યા કરવાથી, માતા-પિતાના વધથી જે પાપ થાય તે પાપથી હું લેપાયમાન થાઉં જો પાછી આવું નહિ તો. બે સ્ત્રીવાળો પુરૂષ એક સ્ત્રીના દ્વેષથી એકનો ત્યાગ કરે, ગાયોને પગવતી સ્પર્શ કરે પણ નમસ્કાર ન કરે અને અવસ્થાહિન બાળક બળદોને ભાર વહન કરાવે તેના પાપથી હું લેપાયમાન થાઉં જો પાછી આવું નહિ તો. જે પારાધીપણું કરે, કોઇને ઝેર આપે, એક ઠેકાણે કન્યા આપીને બીજે ઠેકાણે આપે અને જે સભામાં કથા થાતી હોય તેને વિઘ્ન કરે તેને જે પાપ થાય તેના પાપથી હું લેપાયમાન થાઉં જો પાછી આવું નહિ તો. જેના ઘર આગળથી વિદ્વાન્ બ્રાહ્મણ નિરાશ થાય, બ્રાહ્મણની અને વેદની નીંદા કરે તેના પાપથી લેપાયમાન થાઉં જો હું પાછી આવું નહિ તો. સૂતકાન્ન જમવાથી, પારકું દ્રવ્ય હરણ કરવાથી, વિદ્યાદાતા ગુરૂની અને મા-બાપની સેવા કરતો નથી તેના પાપથી લેપાયમાન થાઉં જો હું પાછી નહિ આવું તો. જે અધમ પુરૂષ પોતે એકાએક મિષ્ટાન્ન ખાય અને બીજાને અર્પણ કરતો નથી, અને જે સાક્ષીમાં નીમેલો પુરૂષ ખોટી સાક્ષી પૂરે

તેને જે પાપ થાય તે પાપથી હું લેપાયમાન થાઉં જો પાછી આઉં નહિ તો. જે વાસુદેવ ભગવાનનો ત્યાગ કરી અન્ય દેવતાની ઉપાસના કરે તેને જે પાપ થાય તે પાપથી લેપાયમાન થાવું જો હું પાછી આવું નહિ તો. એવી રીતે ઘોર પાતકના સમ ખાધા ત્યારે મનમાં પ્રસન્ન થઇ વ્યાઘ્ર ફરીથી આવું વચન કહે છે.

વ્યાઘ્ર કહેછે– હે મહેલે ! આવા તારા સમથી મારા મનમાં વિશ્વાસ આવ્યો તોપણ કોઇ મને કહે શે કે " આ વ્યાઘ્ર મૂર્ખ છે કેમકે સમ ખાધાથી છેતરાણો અને વળી લોકમાં એ કહેવત છે કે પ્રાણના ત્યાગના સમયમાં સમખાવા તેનું પાતક થાતું નથી " માટે એમાં શ્રધ્ધા રાખવી નહિ. આ લોકમાં કેટલાક નાસ્તિક, મૂર્ખ અને પંડિતાભિમાની તેમજ અજ્ઞાનથી વીટાએલા કેટલાક તુચ્છ પુરૂષો ચાકડા ઉપર ફરતા માટીના પિંડની પેઠે હેતુ દૃષ્ટાંત કલ્પિત શ્રુતિથી અને કલ્પિત શાસ્ત્રથી ભ્રમણ કરાવે છે. જેમ ચિત્રકાર વસ્તુતાયેં ચિત્ર સાચાં નથી, તોપણ તેના અવયવોથી સાચાં હોય એવાં બનાવે છે. આ જગતમાં સ્વાર્થ થયો કે ઉપકાર કરનારને માનતો નથી અને ઘણું કરી સ્વાર્થી પુરૂષો દેખાય છે પણ કોઇનો પ્રત્યુપકાર કરનારા દેખાતા નથી. જેમ વાછડું દુધના ક્ષયને જોઇ માતાનો ત્યાગ કરે છે, તેમ સ્વાર્થ થયો કે તેની મતિ અન્યથા રીતે વર્ત્તે છે. પૂર્વે ઋષિઓ, દેવતાઓ અને મનુષ્યોયેં સ્વાર્થ સારૂ સમ ખાધા છે; માટે તે સમને હું કેમ સાચા માનું ! ! જો દેવના સાનિધ્ય સમ ખાય છે તો તેના ધર્મના અર્ધ ભાગને યમ-

રાજા કાપી નાંખે છે, એટલા વાસ્તે સમખાવાની બુદ્ધિ ક-રવી નહિ, હવે તમે તમારી ઇચ્છા પ્રમાણે કરો.

બહુલા કહેછે—હે વ્યાઘ્ર ! જેમ તમે કહો છો તેમ છે, તો-પણ તમને છેતરવાને કોણ સમર્થ થાય ? જેણે પરને છેતર્યો તેણે આત્માને છેતર્યો કહેવાય છે. પૃથ્વીદાન સમાન દાન નથી, દાન સમાન વિધિ નથી, સત્ય સમાન પરમ ધર્મ ન-થી અને ખોટા બોલવા સમાન પાતક નથી. જે કર્મથી અપવાદ ( નિંદા ) થાય, જેનાથી પાપ થાય અને જેનાથી નરક પ્રાપ્ત થાય છે, તે કર્મ કરવું નહિ.

વ્યાઘ્ર કહેછે—હે બહુલે ! હે પુત્ર વત્સલે ! જાઓ ! ત-મે તમારા પુત્રને જુઓ, પુત્રને ધવરાવી, તેના મસ્તકને ચા-ટી, મા, ભાઇ, સખીજન અને બાંધવ જનની સાથે હળી મળી સત્યતાને મુખ્ય કરી પાછું તરત ગમન કરજો.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર ! એવી રીતે સત્ય વચન બો-લનાર બહુલાને વ્યાઘ્રે જ્યારે આજ્ઞા આપી ત્યારે આંખ-માં આંસુ આવવાથી દીનવદવાળી, શરીરથી કંપતી, દયા આવે એવી રીતે નિઃશ્વાસ મુકતાં, જન રહિત વનમાં કીચ-ડમાં દુઃખિત થાતી હાથણીની પેઠે દુઃખ પામતાં, પોતાના શરીરને રક્ષણ કરવામાં સમર્થ ન હોવાથી વારંવાર વિલાપ કરતી, અને જેની સર્વ ઇન્દ્રિયોની ક્રિયા શિથળ છે તોપણ ઉતાવળથી ગોકુળમાં આવેછે, તેટલામાં બાંબરડાં નાંખતો પોતાના પુત્રને જોઇ વિહ્વળ થઇ ગયાં. પુત્ર પણ માતાને વ્યાકુળ જોઈ મનમાં શંકિત થઇ આવું વચન પુછે છે.

વત્સ પુછેછે— હે માત ! તમે દીન અને ઉદાસી કેમ દે-

આગો- છો ? તમારી દૃષ્ટિ ઉદ્વેગ અને ભયાર્ત્ત દેખાય છે.

બહુલા કહેછે—પુત્ર ! જો તું કારણ પુછ તો હો તો પ્રથમ ઇચ્છા પ્રમાણે સ્તનપાન કરી હું સ્નેહથી તારી સમીપ આવી છઊં. હવે પછે મારૂં દર્શન તારે દુર્લભ થાશે, માટે ઇચ્છા પ્રમાણે સ્તનપાન કરી લે. સવારે કોણ જાણે કોણ પીશે ? હે પુત્ર ! હમણાંજ જાવું છે કેમકે કામરૂપ વ્યાઘ્રની પાસે સમખાઇ હું આંહી આવી છઉં, માટે મારૂં જીવિત તેને અર્પણ કરવાનું છે. એવાં માતાનાં વચન સાંભળી વત્સ આવું વચન કહે છે. હે માત ! જો એમ હોય તો હું પણ તમારી સાથે આવીશ. જો વ્યાઘ્ર તમ સહિત મારૂં ભક્ષણ કરશે તો માતૃભક્તને જે ગતિ થાય છે તે ગતિ મને મળશે. હે માત ! એમ નહિ તો તમે આંહી રહો અને હું જાઊં છઊં એ વાત તમારા સમખાઇને સત્ય કહું છઊં એમાં કાંઇ સંશય નથી. મા વિનાના પુત્રનું જીવવું વૃથા છે અને વળી અનાથનો વનમાં કોણ ધણી થાશે ? દુધના પાનથી જીવનારાં બાળકોને કષ્ટાવસ્થામાં માતા વિના કોઇ બંધુ કે રક્ષક નથી, વિકળ થયેલા બાળકને આ લોક અને પરલોકમાં માતા સમાન કોઇ સ્નેહ કે, દેવ નથી. સેંકડો પિતાનો ત્યાગ કરે તોપણ માતા વિના બાળકો જીવતાં નથી. આ પુત્રનો પરમ ધર્મ બ્રહ્માયે નિર્માણ કરેલો છે " દસ માસ પર્યંત આ સ્થૂળ દેહને પોતાના ઉદરમાં રક્ષણ કરેછે અને પ્રસવકાળનાં નાના પ્રકારનાં દુઃખ ભોગવી,પોતે મૂર્છાવત્ થઇ પ્રસવ કરેછે, અમૃત સરખા સ્તનપાનથી પુત્રની રક્ષા કરેછે, મળ અને મૂત્રના કીચડમાં પોતે રહિ સ્નેહથી

પુત્રની મળાદિકથી રક્ષા કરી વૃદ્ધિ પમાડે છે અને પ્રાણ-થી પણ પોતાના પુત્રને અધિક માને છે. એવી રીતે રક્ષા કરનાર માતાના રણને સેંકડો વર્ષથી પણ છુટતો નથી, એવાં માતનેં અનુસરી જે ચાલે છે; તે પરમ ગતિ પામેછે "

બહુલા કહેછે—હે પુત્ર ! મારૂંજ મૃત્યુ કહેલ છે, તું જવાને લાયક નથી કેમજે અન્યના મૃત્યુથી અન્યનું મૃત્યુ થાતું નથી. હે પુત્ર ! માતાની આજ્ઞા પાળવી એ સમાન કોઇ મિત્ર નથી માટે મારૂં વચન માનવું તે પરમ સેવા છે. હે પુત્ર તું જળમાં અને સ્થળમાં પ્રમાદ કરીશમાં, પ્રમાદથી સર્વ પ્રાણી નાશ પામે છે એમાં સંદેહ નથી. વિષમસ્થાનમાં રહેલા તૃણમાં લોભ કરવો નહિ, જે લોભ કરેછે તે આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે. સમુદ્રમાં, વનમાં અને વિષમ જગ્યોમાં લોભને લીધે પ્રવેશ કરવો નહિ. આ લોકમાં વિદ્વાન્ પણ લોભના વશથી અકાર્ય [નિંદિત] કર્મ કરેછે. હે પુત્ર આત્માનું નિરંતર સર્પથી, પશુઓથી મ્લેચ્છથી, ચોરાદિના સંકટથી, એક સ્થનમાં નિવાસ કરનારાં જે પેટે ચાલનારાં પ્રાણીઓ છે તેની પણ વિપરીત વૃત્તિ જાણો તેનાથી દૂર રહેવું. નદીઓનો, નખવાળા પશુઓનો, શિંગડા વાળાનો, હથિયાર વાળાનો, સ્ત્રીઓનો, અને ચાકરનો પણ વિશ્વાસ કરવો નહિ. અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ અને વિશ્વાસુનો પણ વિશ્વાસ કરવો નહિ કેમકે, વિશ્વાસુ જો કોપે તો સમૂળ નાશ કરેછે. ચપળ અને જડ જે દેહ છે, તેનો પણ વિશ્વાસ કરવો નહિ, જો તેનો વિશ્વાસ કરેછે તો પોતાની હાનિ

થાયછે. ગો જાતિ ગંધથી, રાજાઓ ચારરૂપ ચક્ષુથી, પંડિતો શાસ્ત્રથી અને યોગિયો જ્ઞાનથી જુએ છે. એકાએક ઘોર વનમાં ઉભું રહેવું નહિ અને એક ધર્મનોજ વિચાર કરવો. હે પુત્ર તારે ઉદ્વેગ કરવો નહિ. મરણ તો સર્વનું થાયછે. જેમ લોકો રસ્તામાં રહેલા વૃક્ષોની છાયાનો આશ્રય લઇ પાછા ચાલ્યા જાયછે, તેમ પ્રાણીમાત્રનો સમાગમ છે. જ્યારે જગત્ સર્વ અનિત્ય છે; ત્યારે કોનો શોક કરવો? હે વત્સ! શોકનો ત્યાગ કરી મારા વચનનું પાળન કરવું. વિદ્યાવૃધ્ધ અને વયોવૃધ્ધની સેવા કરી આર્જવાદિક ગુણોની સેવા કરજે. હે પુત્ર! તારે પ્રયોજન વગર ઉભવું નહિ, બોલવું નહિ અને જાવું નહિ. એ ત્રણ પ્રકાર નિષ્પ્રયોજન છે. એવી રીતે પુત્રને શિખામણ આપી, વારંવાર સુંઘી, ચાટી, શોકમાં વ્યાપ્ત થઇ, આંસુથી આકુલ વ્યાકુલ થઇ, અને વારંવાર લાંબો નિઃશ્વાસ મુકી આવું વચન કહે છે. " અરે દૈવ! પુત્ર વગરનું જગત્ શૂન્ય દેખાય છે. પુત્ર વિના ઘરનું કાંઇ પ્રયોજન નથી, પુત્રથી આ લોક જીતાય છે એમ માણસોની ચાલતી કહેવત છે, પુત્ર સમાન સ્નેહ, સુહૃત્, પ્રીતિ, અને ગતિ નથી. લોકમાં ચંદનને જે શિતળ કહે છે તે મિથ્યા છે કેમજે પુત્રનો જે પરિષ્વંગ છે તે ચંદનથી અતિ શિતળ છે "

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! એવી રીતે પુત્રને વચન કહિ, પુત્રના ગુણનું વર્ણન કરી, અને વારંવાર તેની સામું જોઇ, પોતાની માતા, સખીઓ અને ગોપીજનને પુછે છે.

બહુલા પુછેછે—હે માત! હું સર્વ યૂથની આગળ તૃણને

ચરની જુદી પડી સિંહની પાસે ગઇ, તેવામાં મૃગાધિપે મને પકડી લીધી. તે પછે મેં સમ ખાઇને જ્યારે પ્રાર્થના કરી, ત્યારે કુટુંબને જોવાની રજા આપી તો હવે હું સર્વને જોઇ પાછી રજા માગું છઉં, અને જે મારૂં અપરાધ હોય તે તમે ક્ષમા કરજો. આ તમારો દૌહિત્ર છે તે તમને જે વાત કહે તે તમે સાંભળજો હે વિપુલે! હે ચંપકદામનિ! હે ભદ્રે! હે વસુંધરે! હે શ્રિયે! હે નંદે! હે મહાનંદે! હે ઘટશ્રવે! મેં જાણથી અને અજાણથી જે કાંઇ અપ્રિય વચન કહ્યું હોય તે ક્ષમા કરજો. હે બેનો! અનાથ, વિકલ, દીન, ગરીબ અને માતાના શોકથી પરિતાપ પામેલા મારા પુત્રની પરિપાળના કરજો. આ તમારો ભાણેજ છે તેને પોતાના પુત્રની પેઠે પાળન કરવું. હે સખ્યો! કોઇ વિષમસ્થાનમાં ચરતો હોય, બીજા ગાયોના ટોળામાં પ્રવેશ કરવાની ઇચ્છા કરતો હોય અને નકરવાના કામમાં પ્રવર્ત્ત થાતો હોય ત્યાંથી નિવૃત્ત કરજો. જે સ્રીયો પારકા દીકરારાઓને પોતાના દીકરાની બરોબર દેખે છે, તેમજ અનાથ પરકાપુત્રની પોતાના દીકરાની પેઠે પાલન કરેછે, તે સ્રીઓ આ લોકમાં ધન્ય અને કૃતાર્થ થઈ અંતે પૂણ્યકરનારના લોકમાં આનંદ પામેછે. હે મહાભાગા! મારૂં અપરાધ ક્ષમા કરજો. હું વનમાં જાઉં છઉં. હે સખ્યો! તમારે મારી પાતીનું કાંઇ ઓછું માનવું નહિ કેમજે સમગ્ર જગતનું મરણ તો સમીપજ રહેલ છે. એવાં બહુલાનાં વચન સાંભળી તેની માતા, અને સખ્યો ખેદાતુર થઇ આવું વચન કહેછે.

માતા અને સખીઓ કહેછે– હે બહુલે! અહો! મ્હો-

હું આશ્ચર્ય છે કેમકે, તું ઘણાક યત્નથી આંહી આવી છો અને વળી પાછી ભયાનક વ્યાઘ્રના વદનમાં સત્ય વાક્યથી પ્રવેશ કરવાનો ઉદ્યમ કરે છે ? આ ઠેકાણે પૂર્વે સત્ય વેત્તા ઋષિઓયે વાર્ત્તા કહેલ છે તે સાંભળ ." પ્રાણનો ત્યાગ જાવાના સમયમાં, પ્રાણીના પ્રાણના રક્ષણમાં, સ્ત્રીની પાસે, કોઇના વિવાહ મેળવવામાં, ગાયના બચાવવામાં, કોઇ જાતિના કષ્ટમાં બ્રાહ્મણને વિપત્તિથી છુટો કરવામાં સર્વસ્વ હરણમાં, હાસ્ય કરવામાં અને વેશ્યાની આગળ સમ ખાવા અને ખોટું બોલવું તેનું પાતક થાતું નથી કેમજે અનૃત છે તે સત્ય થાય છે અને સત્ય છે તે અનૃત થાયછે; જેમાંથી પ્રાણીનું હિત થાય તે સત્ય અને અહિત થાય તે અનૃત કહેવાય છે " હવે તુંને જે હિત ભાસે તેમ તું કર્ય.

બહુલા કહેછે—હે માતાદિ સખિઓ ! પારકાના પ્રાણની રક્ષા વાસ્તે ખોટું બોલવું તે અનૃત નથી, પણ મારા પોતાના પ્રાણ બચાવવા સારૂ કેમ મિથ્યા બોલું ? તેમ વળી કહ્યું છે કે." જન્મ અને મરણના સમયમાં એકાએક પોતે જન્મે છે અને મરે છે, તેમજ સુકૃત દુષ્કૃત પણ પોતે એકજ ભોગવે છે. સત્ય સમાન પૂણ્ય નથી અને ખોટું બોલવા બરોબર પાતક નથી; માટે હું સાચુ બોલું છઊં. સત્યને આધારે લોક અને ધર્મ, રહેલ છે, સમુદ્ર પણ પોતાની મર્યાદાને ઉલ્લંઘન કરતો નથી " બળિરાજા પણ પોતાનું રાજ્ય હરણ કરવા આવેલા સાક્ષાત્ વિષ્ણુને જાણતાં છતાં પોતાના સત્યતાથી ચલાયમાન ન થઇ છેતરાણા પણ છેવટમાં ભગવાને કૃપા કરી અનેક જન્મથી સિદ્ધ થયેલા

તપથી દુસ્તર સ્વર્ગરૂપ પાતાળમાં પ્રાપ્ત કર્યો. સેંકડો શિખરવાળો વિંધ્યાચળ પર્વત વૃદ્ધિ પામતો હતો, તે પણ સત્યતાથી બંધ પડયો. સ્વર્ગ, અપવર્ગ અને સર્વ નરકસ્થાન સત્યના આધારથી સ્થિતિ પામી રહ્યાં છે. જેણે સત્યતાનો લોપ કર્યો તેણે અશેષ સાધનનો લોપ કર્યો એમ સમજવું. કોઇ મનુષ્ય સત્યરૂપ આત્માનો લોપ કરતો નથી અને કરે છે તો તે પોતાના આત્માને હરણ કરવામાં ચોર થાયછે. માટે મારા આત્માનો લોપ કરીશ નહિ જો કરૂં તો ઘોર નરકમાં પડું. પાપ રહિત, નિર્મળ અને શુદ્ધ સત્યરૂપ મહાહૃદમાં સ્નાન કરી પાપરૂપ મળનો ત્યાગ કરી પરમ ગતિને પામીશ. પૂર્વે બ્રહ્માએ એક મેરના ત્રાંજવામાં એક સહસ્ર અશ્વમેધ યજ્ઞ અને બીજા ત્રાજવાનાં સત્ય મુકીને તોળ્યું તો જેની મેર સત્ય હતું તે ત્રાજવું અધિક થયું; માટે જે સત્ય છે તેજ સાધુતા, તપ, શૌચ, શ્રવણ, ક્લેશાદિથી જુદાપણું, સ્વાધીનતા અને તે જગતનું પરમ ઘરેણું છે. સાધુઓને કસોટીરૂપ અને સત્પુરૂષોનાં કુળને જણાવનાર ઉત્તમ દ્રવ્ય સત્યછે. સર્વ આશ્રમવાળા અને નિચ પણ જો સત્યને અનુસરી ચાલે તો સ્વર્ગ લોકમાં જાય છે.

સખ્યો કહેછે—હે બહુલે! તમે દેવ અને અસુરને નમસ્કાર કરવા લાયક છો કેમકે, તમે સત્યતાંથી દુસ્ત્યજ પ્રાણનો ત્યાગ કરવા તત્પર થયાં છો. હે કલ્યાણિ! હવે તમને અમે શું કહિયે, તમે તો ધર્મધુરંધર છો, આ અનન્ય ત્યાગથી ત્રણ લોકમાં શું અપ્રાપ્ય છે? આ તમારા ત્યાગથી પુત્રનો અવિયોગજ દેખિએ છૈએ. કેમકે કલ્યાણ કરનારને

કોઇ ઠેકાણે આપત્તિ થાતી નથી.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ટિર ! એવાં સખીઓનાં વચન સાંભળી બહુલા ગોપીજનને જોઇ, ગાયોના સમૂહને પરિક્રમા કરી, વિરહથી ઉદ્વિગ્ન ચિત્ત થઇ દેવતાઓને અને વૃક્ષોને પ્રાર્થના કરતાં આવું વચન કહેછે.

બહુલા કહેછે— હે પૃથિવિ ! અગ્નિ ! સૂર્ય ! વરૂણ ! ચંદ્ર હે દિશાના દેવતાઓ ! હે નક્ષત્રસહિત તારાગણો ! તમને હું નમસ્કાર કરી વિનયથી પ્રાર્થના કરૂં છઉં કે, તમે સર્વે પ્રતાપવાળા છો અને દયાથી વ્યાપ્ત થયેલાને પારકું પ્રયોજન હોતું નથી; માટે મારા અનાથ બાળકની રક્ષા કરજો. હે વનના સિદ્ધ દેવતાઓ ! વનમાં ચરતો મારો જે બાળ છે તેની નિરંતર રક્ષા કરજો. હે ચંપક ! અશોક ! પુન્નાગ ! સાલ! અર્ક ! કિંશુક ! હે સર્વ વૃક્ષો ! તમે મારૂં વચન સાંભળો. મા વગરનો, અનાથ, દીનતાથી વનમાં ફરતો, માતાના શોકથી દુઃખિત , ભૂખ તરશથી વ્યાકુળ થયેલો, એકાએક ફરતો અને જગતને શૂન્ય દેખતો મારા પુત્રની રક્ષા કરજો.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર ! એવી રીતે બહુલા પુત્રના શોકમાં વશ થઇ સર્વની આજ્ઞા લઇ પુત્રના દર્શનથી નિરાશ થઇ જેમ પતિના વિયોગથી ચકવી હોય, વૃક્ષથી હેઠી પડેલી વેલ હોય, અને લાકડી વગર અંધ હોય તેમ રસ્તામાં લથડીયાં ખાતી ખાતી માંસ ખાનારો, તીક્ષણ દાઢવાળો, અને મ્હોટા નખવાળો જ્યાં સિંહ છે, ત્યાં આવીને ઉભી અને સિંહને જોઇ આવું વચન કહે છે.

બહુલા કહેછે—હે મહાભાગ ! સત્યતાથી હું આવી છઉં,

મારા માંસથી અને રૂધીરથી ઇચ્છા પ્રમાણે તમારી અને તમારા પંચભૂતની તૃપ્તી કરો.

વ્યાઘ્ર કહેછે–હે કલ્યાણિ ! હે બહુલે ! હે સત્યવાદિનિ ! તું ભલે આવી. સત્યવેત્તાને કોઇ દિવસ અશુભ થાતું નથી. હે બહુલે ! તમે જે સત્ય વચન બોલ્યાં તેજ વચન પાળ્યું. તું આંહીથી જઇને પાછી આવી છો-તેથી મને કૌતુક થાય છે, કેમજે મને પ્રાપ્ત થઇ કોણ પાછી જીવતી જાય ? હે નિષ્પાપે ! મેં સત્યની પરિક્ષા લેવા તમને મોકલ્યાં તો તમે સત્યતાને પાળન કરી પાછાં આવ્યાં છો. આ તમારી સત્યતાથી હું તમને હમણાં છોડી દઊં છઊં. સત્યને આધારે લોકની, ધર્મની અને જ્ઞાનની સ્થિતિ છે. સત્યથી દેવતાઓ, પિત્રિઓ અને ઋષિઓ સંતોષ પામે છે. ગાયો અને આ પૃથ્વીને ધન્ય છે. હે સુવ્રતે ! તું ધન્ય છે અને જેના રાજ્યમાં સત્યવાદી તમે રહો છો તે રાજ્યને ધન્ય છે. જે દેશમાં રહોછો તે દેશ, તૃણ, જળ, વૃક્ષ અને ફળાદિકને ધન્ય છે. હે બહુલે ! પાપને નાશકારક તમે જ્યાં વસો છો અને તમ સરખાં ગાયોનું જે દુધપાન કરેછે તેને ધન્ય છે.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર ! એવાં વચન કહિ ફરીથી મનમાં વિચાર કરી આવું વચન કહે છે.

વ્યાઘ્ર કહેછે–હે બહુલે ! જે સત્યનો પાશ છે તે ઇશ્વરે નિર્માણ કરેલો છે; જો એમ ન હોય તો તું પાછી કેમ આવ ? હે બહુલે ! ગાયોની સત્યતાને જોઇ હવે હું મારૂં જીવિત રક્ષા નહિં કરૂં, અને જેવી રીતે પાપથી મુક્ત થાઊં, તેમ કરીશ ? મેં તો સેંકડો જીવોને માર્યા અને તેનું ભક્ષ-

ણુ પણ કર્યું છે, તો હવે એ દારૂણ કર્મથી કેવા લોકને પામીશ? કયા પવિત્ર તીર્થોમાં જઇ પાપનું શોધન કરીશ અથવા ભૈરવજપ કે અગ્નિમાં પ્રવેશ કરી ઉશ્નકાલમાં જળની પેઠે મારા દેહનું શોષણ કરીશ, એટલા વાસ્તે હે બહુલે ! વિલંબ કર્યા વગર મને ઉપદેશ આપ.

બહુલા કહેછે—હે વ્યાઘ્ર ! સત્ય યુગમાં તપ, ત્રેતા યુગમાં જ્ઞાન, દ્વાપરમાં યજ્ઞ અને કલિયુગમાં દાનની પ્રશંસા કરેછે. એટલા વાસ્તે કાયા, વાણી અને મનથી પ્રાણીમાત્રને તમારે અભયદાન દેવું તે ઉત્તમ દાન છે. જે ચરાચર જગતને અભય દાન આપે છે, તે સર્વ ભય રહિત થઇ બ્રહ્મપદને પામેછે. હે વ્યાઘ્ર ! હિંસા સમાન પાપ નથી અને અહિંસા સમાન પરમ ધર્મ, તપ, વિદ્યા, શ્રવણ, જ્ઞાન અને દમ [ઇન્દ્રિય નિગ્રહ] નથી. હે વ્યાઘ્ર ! જેમ હાથીના પગમાં સમગ્ર પ્રાણીના પગનો સમાવેશ થાય છે, તેમ અહિંસામાં સર્વ ધર્મનો પ્રવેશ થાય છે. ધર્મ અને જ્ઞાન પુષ્પ, સ્વર્ગ અને મોક્ષ ફળને દેનાર યોગ (ચિત્તની એકાગ્રતા) રૂપ વૃક્ષનો આશ્રય કર્યાથી ત્રણ પ્રકારના તાપ [શરીરનો રાજાદિક પ્રાણીનો અને ઇશ્વરકૃત]ની શાંતિ થાય છે અને તેનેજ મોક્ષ સુખ થાયછે. હે વ્યાઘ્ર ! તમે જે જ્ઞાન સંબંધી વાત પુછી તે મેં પરમ ગુહ્ય કહિ બતાવી. હે વ્યાઘ્ર ! હું માનું છઉં કે, તમને કોઇએ શાપ દીધો હશે કેમજે તમે કેવળ જ્ઞાનની વાત મને પુછો છો.

વ્યાઘ્ર કહેછે—હે બહુલે ! મને પૂર્વે દેવતાઓએ શાપથી વ્યાઘ્ર નિર્માણ કર્યો છે અને પ્રાણીના વધથી મારી પૂર્વ

જન્મની સ્મૃતિ ભૂલિ ગયો પણ તમારા સ્પર્શથી અને ઉપદેશથી પાછું સ્મરણ થયું છે. હવે પછે મારો શાપ નિવૃત્ત થયો છે. હે બહુલે ! તમને હું પ્રસન્ન થયો છઊં, તમે તમારી સત્યતાથી પુત્ર સહિત પરમ ગતિને પામશો.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર ! એવાં વચન કહિ પરમેશ્વરમાં મનની વૃત્તિ રાખી યોગાભ્યાસ કરી, પ્રાણને રૂંધી દેહનો ત્યાગ કરી, સર્વ પાપથી રહિત થઇ અને યોગના ઐશ્વર્યયુક્ત અને અપ્સરાના ગણ સહિત વિમાનમાં બેશી સ્વર્ગમાં ગયો. બહુલા પણ સ્વર્ગમાં ગયેલા વ્યાઘ્રને જોઇ વિસ્મય પામી અને હૃષ્ટ પુષ્ટ થઇને ગોકુળમાં પાછી આવી. પોતાની સખીઓ અને પુત્રની પાસે વ્યાઘ્રની સાથે જે સંવાદ થયો તેની વાત યથાર્થ કહિ બતાવી. તે પછે બહુલાં પોતાના પુત્ર સહિત પ્રસન્ન થઇ ગોધન, વૃષભ, ગોપ, અને ગોપીજનની સાથે હળીમળી ચાલતાં કેટલોક કાળ નિર્ભયપણે નિગમન કરી છેવટમાં ગોપ, ગોપીજન અને સખિયો સહિત વિમાનમાં બેશી સ્વર્ગલોકના ઉપર ગોલોકમાં જઇ પ્રલય પર્યંત સુખનો ભોગ ભોગવ્યો.

ભીષ્મ કહેછે–હે રાજા ! એવી રીતે સત્ય વચનનો મહિમા મેં તમને કહિ બતાવ્યો. આ મહિમાને સવારના પોહોરમાં ઉઠીનેજે મનુષ્ય પાઠ કરશે અથવા સાંભળશે તો તે સ્વર્ગ લોકમાં જાશે. આ આખ્યાનને ગાયોના ટોળામાં જે પાઠ કરશે તેને ગાયોની વૃદ્ધિ થાય, ખેતરમાં પાઠ કરે તો ધાન્યની વૃદ્ધિ થાય, ઘરમાં પાઠ કરે તો બાળકની વૃદ્ધિ થાય, કોઇ કષ્ટાવસ્થામાં પાઠ કરે તો કષ્ટને તરેછે અને

આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે: પુત્ર વગરની સ્ત્રી અથવા પુરૂષ જો પાઠ કરે તો સર્વ પાપ રહિત થઇ પુત્રની સંપત્તિવાળા થાયછે. જે કોઇ બહુલા અને વ્યાઘ્રના સંવાદનું આખ્યાનનો પાઠ કરે અથવા એક ચિત્તથી સાંભળે તો પરમગતિને પામે છે.

बहुलाव्याघ्रसंवादं यः पठेत्सततं नरः ॥
शृणुयादेकचित्तश्च प्राप्नोति परमांगतिं ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां बहुलाव्याघ्रसंवादोनाम त्रिंशत्तमोऽध्यायः ॥ ३० ॥

---

# अध्याय ३१ मो.

युधिष्ठिर उवाच.

पितामह महाप्राज्ञ सर्वेषां च हितरत ॥
विद्वत्संरक्षणे यत् स्यात् फलं तद्वद सुव्रत ॥ १ ॥

યુધિષ્ઠિર પુછેછે–હે પિતામહ ! હે મહાભાગ ! હે સુવ્રત ! તમે સર્વના હિત કરનાર છો માટે વિદ્વાનની રક્ષા કરવાથી જે ફળ મળે છે તે તમે મને કહો ?

ભીષ્મ કહેછે હે યુધિષ્ઠિર ! વિદ્વાનના રક્ષણનો મહિમા કહું તે સાંભળો. સુવ્રતા નામે કન્યા હતી તે કર્મના બંધનથી છુટી થઇ. આ ઠેકાણે સુવ્રતા અને યમ રાજાનો સંવાદરૂપ પુરાતન ઇતિહાસ છે તે સાંભળો. પૂર્વે સુવ્રતા નામે ઉત્તમ અંગવાળી, શીલસંપન્ન, સારા ગુણથી શોભિત અને સૌંદર્યતા યુક્ત કન્યા હતી, જેના પિતા મહાબુદ્ધિ સંપન્ન,

સર્વશાસ્ત્ર વેત્તા, વ્યાખ્યાન, જપ અને વેદાધ્યયનમાં આસ્થાવાળા હતા. હે રાજા! તે બ્રાહ્મણની સ્ત્રી પતિવ્રતા અને રૂડા લક્ષણવાળી હતી, તે એકજ દીકરીને બાળપણમાં મુકી અદૃષ્ટને લીધે મરણ પામી. તે પછે તે બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમથી નિસ્પૃહ થઇ મુનિઓને આનંદ દેનારૂં જેમાં શાક, મૂળ ફળાદિકથી આજીવિકા કારક, અને ઋષિઓએ સેવન કરેલાં તળાવ અને વૃક્ષોથી અલંકૃત વનમાં જઇ ધ્યાનયોગમાં આસ્થા રાખી તપ તપવા લાગ્યા. પોતાની બાળક જે દીકરી છે તે અદૃષ્ટને લીધે મા વગરની થઇ પડી તેને નાના પ્રકારનાં રમકડાં આપી લાડ લડાવે છે. એમ પુત્રીની પાળના કરતાં તે પુત્રી જ્યારે મ્હોટી થઇ ત્યારે તેના વીવાહ કરવા સારૂ વિચાર કરવા લાગ્યા. અને દીકરીના સ્નેહને લીધે સન્યાસ પણ લીધો નહિ, તેવા સમયમાં કાળની પ્રેરણાથી માતા વગરની પુત્રીને ત્યાગ કરી સ્વર્ગ લોકમાં ગયા. તે પછે મા-બાપ વગરની તે પુત્રી શોકના દરિયામાં પડી દુઃખથી વિલાપ કરવા માંડી.

સુવ્રતા કહેછે—અહો ! હે તાત ! સર્વ પ્રકારે મારૂં હિત કરનારા તમે મારો ત્યાગ કરી પરલોકમાં કેમ જાઓ છો ! અરે ! હે પિતા ! તમે દયાળુ છતાં દુઃખથી જીવતી અને તમારી બાળ પુત્રીને નિરાશ કરી કેમ એકાએક ચાલ્યા જાઓ છો ! હે તાત ! દુઃખથી પીડા પામનારી હું શરીર ધારણ નહિ કરૂં કેમકે મારૂં જીવિત વૃથા છે. તમે બ્રહ્મજ્ઞાની, બુદ્ધિમાન્, પરમાર્થમાંજ દૃષ્ટિવાળા અને આ મા વગરની છે એમ જાણી પાળન કરવામાં તત્પર હતા, એ દયા

શિવાય બીજું કાંઇ હેતુ નથી. જેણે બાલ્યાવસ્થામાં રક્ષણ કરી મ્હોટી કરી તેના વિયોગથી હવે હું કેમ જીવું ? પિતા વગરની અને આશ્રય વિનાની નદીમાં, પ્રજ્વળીત અગ્નિમાં અથવા પર્વત ઉપરથી પડીને પણ પ્રાણનો ત્યાગ કરીશ એમાં કાંઇ સંશય નથી.

ભીષ્મ કહેછે– હે રાજા ! એવી રીતે શોક અને પરિતાપ પામતી વિલાપ કરે છે, તેવા સમયમાં આસપાસ રહેનાર ઋષિઓ વિલાપ સાંભળી સ્ત્રીઓ સહિત આવીને કન્યાને સમજાવે છે; તોપણ ન સમજી પિતાના શરીરને મળી વિલાપ કરે છે તેવામાં સર્વ જગતનું હિત ચાહનાર યમ રાજાને મનમાં દયા આવવાથી વૃધ્ધ બ્રાહ્મણનો વેશ ધારણ કરી ત્યાં આવી હિતકારક વચન કહેછે.

વૃધ્ધ બ્રાહ્મણ કહેછે—હે બાલે ! હે વિશાળાક્ષિ ! રોદન કરવાથી નિવૃત્તિ પામ, કેમજે રોદન કરવાથી તારા પિતાને દેખાશ નહિ. હે શોભને આ જગતમાં યોવન, રૂપ, આયુષ્ય, આરોગ્યતા અને પ્રિયનો સમાગમ અનિત્ય છે; માટે શોક કરવા લાયક નથી. તેં પૂર્વ જન્મમાં એવું કર્મ કર્યું હશે કે, જેથી આ અરણ્યમાં પિતાની સાથે તુંને વિયોગ થયો છે. અરે ! આ તારા તાત દયાળુ, મહાયશસ્ત્રીના મનમાં એવો વિચાર હતો કે " આ પુત્રીનો વિવાહ કરી, રૂડા જમાઇને જોઇ સત્કર્મ કરી તે પછે કર્મસન્યાસ કરી મૃત્તિકા, પાષાણ અને સૂવર્ણમાં સમદૃષ્ટિથી રાખી હું પરમ પદને પામું પણ કાળના વશને લીધે તારા વિવાહનો મનોરથ પૂરો ન કરી સ્વર્ગ લોકમાં

ગયા" હવે તું વિધિના બળથી પાછા તેને દેખીશ નહિ; માટે શોક કર્ય માં. તેમ વળી કહ્યું છે કે, "આ કાર્ય મેં કર્યું, આ કરવા લાયક છે, અને આ થોડુંક અવશેષ કરવાનું છે; એમ વિચાર કરનાર પુરૂષને કાળ વશ કરે છે"" માટે હે દુર્મતિ! તું દુઃખનો ત્યાગ કરી જે કર્મથી તારાં મા-બાપનો વિયોગ થયો તે વચન સાંભળવા યોગ છો. પૂર્વ જન્મમાં તું સુંદરી નામે વેશ્યા હતી તે નૃત્ય, ગાયન, તેમજ વીણા અને વાંસળીઆદિ વાંદિત્રમાં કુશળ હતી. રૂપ અને ડાહાપણવાળી તું શાપને લીધે સ્વર્ગથી નીચે પડેલી ગંધર્વની સ્ત્રી હોય એવી વસ્ત્ર, અને અલંકારથી સુશોભિત હતી. તે પછે કોઇ દિવસે રૂપ અને વેશના ગુણયુક્ત તુંને જોઇ કોઇ ગુણસંપન્ન બ્રાહ્મણ અચાનક કામ મોહિત થઇ ગયો. તું પણ તે બ્રાહ્મણને કામવશ થયેલો અને રૂપ અને દ્રવ્ય સંપન્ન જાણી અને તારા મનમાં વિચાર કરી સખીઓ દ્વારાયેં તેને વશ કરી પોતાને ઘેર તેડી લાવી. તે મૂઢમતિ બ્રાહ્મણે પોતાની નવ વર્ષની સ્ત્રીને મુકી દઇ તારી સાથે ચાર વર્ષ પર્યંત કામ સુખ ભોગવ્યું; જેથી એમાં જેટલા ગુણ હતા અને જે દ્રવ્ય હતું તે નાશ પામી ગયું. તે પછે કોઇ કામી શૂદ્ર હતો તેણે તારાજ ઘરમાં તે બ્રાહ્મણને મારી નાંખ્યો જેથી તે નરકમાં પડયો. તે પછે તેનાં મા બાપ અને દીકરાની વહુ વિલાપ કરતાં તારી પાસે આવ્યાં તેમાં તેની મા મ્હોટા ક્રોધથી વ્યાપ્ત થઇ આવું વચન કહેછે.

માતા કહેછે—હે દુષ્ટચારિણિ! તેં મારા પુત્રને ઔષધના યોગથી વશ કરી અમારો વિયોગ સારૂ છેતર્યો તેવી રીતે

તારી માતાનો વિયોગ તુંને થાશે.

પિતા કહેછે— હે બાલે! તારી બાલ્યાવસ્થામાંજ પિતાના વિયોગને પામી કુટુંબજનથી પણ દૂર થાઇશ.

દીકરાની વહુ કહેછે—હે ચંડિ! તું તારા વિવાહથી બહિષ્કાર પામી કન્યારૂપે રહિશ શોક અને પરિતાપ પામી દુખણી થાઇશ.

વૃધ્ધ બ્રાહ્મણ કહેછે—એવી રીતે તેનાં મા બાપ અને પતિવ્રતા સ્ત્રીયેં ક્રોધથી શાપ દીધો; તે કારણથી હે અબલા! આ જન્મમાં દુઃખ પામીને કન્યા રહિ છો.

સુવ્રતા કહેછે—હે ભગવંન્! તમે મારા પૂર્વ જન્મનું કૃત્ય કહ્યું. હવે હું તમને પુછું છઉં કે, એવી રીતે ઘોર કર્મ કરનારી અને પાપાચરણ કરનારી હું બ્રાહ્મણના કુળમાં કેમ જન્મ ધારણ કરનારી થઇ? દશ સૂના (જીવના વધનું સ્થાન) તે એક સૂના કહેવાય એવાં દશ સૂના બરોબર એક ચક્રી [ કુંભ્ર ] એવાં દશ ચક્રી સમાન એક ધ્વજી (ઢેઢ) દશ ધ્વજી સમાન એક વેશ્યા છે એમ ધર્મશાસ્ત્ર જાણનારા બ્રાહ્મણો કહે છે; તો મારો ઉત્તમ કુળથી જન્મ કેમ થયો તે મને કહિ બતાવો?

વૃધ્ધ બ્રાહ્મણ કહેછે—હે શુચિસ્મિતે! તું પાપનું આચરણ કરનારી હતી તોપણ ઉત્તમ બ્રાહ્મણના કુળમાં તારો જન્મ થયો તેનું કારણ કહું તે તું સાંભળ. હે મહાપ્રાજ્ઞે! બ્રાહ્મણના કુળમાં જન્મ થાવાનો હેતુ એટલો છે કે, કોઇ એક બ્રહ્મવેત્તા, જ્ઞાનસંપન્ન, સત્યબોલનાર, નિંદા રહિત, પ્રાણીમાત્રમાં સમ જોનાર, જ્ઞાનની પ્રાપ્તીથી પાપ રહિત, જ્ઞાનસંપ-

જ્ઞ બ્રાહ્મણ, મૂર્ખ, ગાય, હાથણી, કુતરી, અને ચાંડાળમાં પણ આત્મા સરખો છે એમ જોનાર, જિતેન્દ્રિય, પ્રાણીમાત્રમાં એકજ ઇશ્વર છે અને જેની સત્તાથી સ્થાવર જંગમ આખું જગત વ્યાપ્ત થઈ રહ્યું છે એમ જાણનાર, બ્રહ્મને વિશે સ્થિતિ હોવાથી આખા જગતને બ્રહ્મરૂપ દેખે છે, પ્રિય વસ્તુ અને અપ્રિય વસ્તુમાં જેનું ચિત્ત ઉદ્વિગ્ન નથી, સ્થિર બુદ્ધિ, વિવેકી, બ્હારની ઇન્દ્રિયોના વિષયથી નિવૃત્ત થઇ અને વિષયના ભોગની ઉત્પત્તિને દુઃખરૂપ જાણી, જગતનાં સુખને અનિત્ય માની, કામ, ક્રોધ, અને અંતઃકરણનાં સુખનો ત્યાગ કરી કેવળ સુખની સ્પૃહાવાળા, ભય અને ગર્વથી રહિત, દુષ્ટના સંગથી અળગા થઇ, પ્રાણ અને અપાનની ગતીને સમ કરી, વિધિપ્રમાણે ચક્ષુની દૃષ્ટિને બ્રહ્મરંધ્રમાં રાખી નિર્દોષ પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન ધરી આ પૃથ્વિમાં ઘેલાની પેઠે ગ્રામમાં એક રાત્રી અને શેહેરમાં પાંચ રાત્રી નિવાસ કરતા વિચરે છે. તે બ્રાહ્મણ પૃથ્વીમાં ફરતા કોઈ દિવસે જે નગરમાં તું રહેતી તે નગરમાં ફરતા ફરતા તારા ઘરની બાહારના પડથાર ઉપર આવી સુતા. અને જ્યારે મધ્ય રાત્રી થઇ ત્યારે હથિયાર ધારણ કરેલા અને બખતર ભીડેલા રાજાના દૂતો ત્યાંહાં આવ્યા અને બાહેર સુતેલ, મલીન વસ્ત્ર, શરીરથી દુર્બળ અને ભસ્મથી લીપ્ત પુરૂષને જોઇ આ ચોર છે એમ જાણી તેની પાસે આવીને પુછે છે તું કોણ છો ? કેમ સુતો છો? કેનો છો ? ક્યાંથી આવ્યો છો ? એમ તેને પુછીને દુષ્ટચિત્તવાળા પાપીયાઓએ મહાબુદ્ધિવાન્ બ્રાહ્મણને

દોરડાવતી બાંધી લીધા. ત્યારે તે બ્રાહ્મણે રાજાના દૂતોને સારૂ અથવા નરસું વચન બોલ્યા શિવાય મુંગાની પેઠે બેઠા રહ્યા કેમજે પોતે પોતાનાં પૂર્વ જન્મના કર્મને જાણે છે. તે પછે બ્હાર થાતો કળકળાટ અને મહાત્માની સ્થિતિ સાંભળી પોતાના અદૃષ્ટને લીધે પોતાના ચાકરને ભેળો લઇ ઘરમાંથી બ્હાર નીકળી દીવાવતી તે મહાત્માને જોઇ કહ્યું કે, હે રાજપુરૂષો ઉભારહો ઉભારહો ! આ ધર્માત્મા છે ચોર નથી; આણે જો ચોરી કરી હોય તો મેં કરી છે, એમ માની આને છુટો કરી તમે પાછા ચાલ્યા જાઓ. એમ પાશથી છોડાવી તેને પોતાના ઘરમાં લઇ આવી. તે પછે તેનું ધૂપ, દીપ અને નૈવેદ્યાદિક ઉપચારથી યથા વિધિપ્રમાણે પૂજા કરી. ફરીથી નમસ્કાર કરી હાથ જોડી ધર્મરૂપ આવું વચન કહ્યું. હે બ્રહ્મન્ ! આપના મનમાં જે કાંઇ ભોજન, આચ્છાદનાદિકની ઇચ્છા હોય તો માગી લ્યો તે હું તમને આપીશ. હે પ્રભો ! તમે દુર્બળ દેખાઓ છો અને મલીન વસ્ત્રવાળા છો; માટે મારી ઉપર અનુગ્રહ કરી આપની ઇચ્છાપ્રમાણે આંહી નિવાસ કરી જ્યારે આપનું શરીર સ્વસ્થ થાય ત્યારે પધારજો. એમ જ્યારે ધર્માત્માને નિર્મળ મનથી કહ્યું; ત્યારે સર્વ સ્વાર્થથી નિસ્પૃહ બ્રાહ્મણે આવું વચન કહ્યું.

વૃદ્ધ બ્રાહ્મણ કહેછે—હે બાલે ! એમ જ્યારે ધર્માત્માને શુદ્ધ અંતઃકરણથી પુછ્યું ત્યારે સર્વકામના રહિત બ્રાહ્મણે કહ્યું કે, હે સુંદરિ ! હું ક્ષુધાને લીધે કે, તરશને લીધે આવ્યો નથી, કેવળ અદૃષ્ટને લીધે આવ્યો છઊં. હવે મારે કાંઇ આકાંક્ષિત નથી, માટે તમે તમારા મંદિરમાં જઇ પ-

તિને યોગ્ય શય્યાનો આશ્રય લઇ, પતિની સેવા કરી સુખેથી સુઇ રહો. હે દયાર્દ્રમાનસે ! મારે કાંઇ કૃત્ય નથી. તમે-પરમ ભક્તિથી મારી સેવા કરી છે, જેથી તારૂં સુકૃત થાશે. હે સુંદરિ ! તેં જે મારૂં પાલન કર્યું છે, એવું બીજો કોણ પાલન કરશે ? સાધુ પુરૂષો તો ચંદનની પેઠે પોતે દુઃખિત-થઇ પારકાનો ઉપકાર કરે છે. જેવી રીતે પોતાનું મન પોતાના દેહની રક્ષા કરવામાં તત્પર રહે છે તેવી રીતે તિર્યગાદિ જાતિ ( પશ્વાદિક ) ને રક્ષણ કરે છે, તેમાં પોતાનું હિત રહ્યું છે. જેની દ્રવ્યની સંપત્તિ પારકા ઉપકાર સારૂ થાયછે અને દયાથી જેનું મન આર્દ્ર હોયછે તેને ધન્ય છે. જેના ઘરમાં પૂર્વનાં કરેલાં કર્મથી ધન, ધાન્ય અને ગોધનથી ભરપૂર ,છતાં કોઇ અતિથિનો આદરસત્કાર કરતો નથી, તેનું જીવવું આ લોકમાં વૃથા છે અને જીવે છે તો નિંદિત છે. આશ્ચર્ય છે કે, જે પુરૂષ દ્રવ્યાદિકથી હીન છે તોપણ પારકાંનો ઉપકાર કરવાને તત્પર રહે છે તેને ધન્ય છે. કેમકે રસ્તામાં રહેલું સ્વાદિષ્ટફળવાળુ વૃક્ષ કૃશ છે; તોપણ પારકાનો ઉપકારરૂપ થઇ પડે છે. જેનો સ્નેહ પ્રાણી ઉપર હમેશાં વૃદ્ધિ પામે છે, સંપત્તિ ધર્મને અર્થે હોય છે, દ્રવ્ય પણ ધર્મને અર્થે થાય છે; તેના સમગ્ર પદાર્થો વૃદ્ધિ પામે છે. શુભકરનારની સંપત્, ભોગવવાથી નાશ પામતી નથી, ઉલટી વૃદ્ધિ પામે છે. જે તુચ્છ મનવાળો છે તે એમ માનેછે કે, વૈભવ ભોગવવાથી મારૂં દ્રવ્ય નાશ પામશે. જે લોભી છે તેનું નાંણુ જળમાં રહેલાં જલજંતુને કાંઠે રહેલા બગલાદિ પક્ષિઓ હરણ કરે છે તેમ તેનું નાંણુ અન્ય હરણકરી

લઇ જાયછે. જે ધર્મ કરતો નથી અને અધર્મથી વર્તે છે, તે યમના સ્થાનમાં જાય છે. એમ છે તોપણ ધર્મથી વિમુખ વરતનાર પુરૂષોનું ધન, શરીર, સ્વજન, જીવિત, પ્રિય અને મિત્ર એ ખધાં તેનાં વૃથા જાય છે. જે મૂઢ પુરૂષ પદાર્થને ચિરકાળ સ્થાયી દેખે છે તે સમાન બીજો કોઇ દુર્મતિ નથી. આ બધું ચરાચર જગત્ અનિત્ય છે અને ઉત્પત્તિ સ્થિતિવાળું છે. હે સુંદરિ ! હવે ઝાઝું કહેવાથી કાંઇ લાભ નથી, જે આ સંસારને ત્યાગ કરે છે તેનેજ પંડિત કહેવો. જો ફળની ઇચ્છા હોય તો પોતાનાં કરેલાં કર્મજ તેને ફળ આપે છે. જે નિષ્કામનાથી આચરણ કરેલો ધર્મ છે તે સંસારસમુદ્રનું શોષણ કરે છે. હે સુંદરિ ! તારા આત્માની શુદ્ધિ કારક અને હિતરૂપ વચન કહું તે તું સાંભળ. આ જગતમાં કેટલાક પુરૂષો સ્પૃહા વગરના છે તોપણ ભાવિ કર્મમાં પક્ષપાત રાખી મલીન, સેંકડો દુઃખને વહન કરનાર, માયાજન્ય, અને મલીન શરીરના સંસ્કારમાં પરાયણ થઇ વૃથા ક્લેશ પામે છે. અહર્નિશ પુણ્યકર્મમાં પ્રવેશ થયેલા અને શુદ્ધ કર્મવાળા માહાત્માને દુઃખો ઉત્પન્ન થાય છે તોપણ તેમાં બંધાતા નથી. જે દુર્મતિ છે તે તો શરીરના બંધકારકના ત્યાગની ઇચ્છા કરતો નથી, તેજ તેને અપાર અને જન્મ મૃત્યુઆદિ દુઃખ દેનારૂં સંસારનું બીજ થાયછે. વળી શરીર અત્યંત દુઃખનું ઠેકાણું છે અને આટલા ક્ષણ સુધી રેહેશે એવો નિશ્ચય થઇ શકતો નથી, એવું પરિણામી છે એમ જાણી શરીથી વૈરાગ્ય પામવો. જે શરીર છે તે આત્માના બોધનું સાધન છે, એમ જાણી આત્મતત્વનો વિચાર કરવો.

કેમકે, જેનાથી તત્વવેત્તા પુરૂષો પરમગતિને પામ્યાછે અને વિપરીત બુદ્ધિવાળા નાશ પામ્યા છે. શુદ્ધ આત્મજ્ઞાનરૂપ વિવેક ચક્ષુને, જોઇ આ છે, આ નથી, એવા વિવાદરૂપ અંધકારનો યથાર્થ જ્ઞાનરૂપસૂર્યના ઉદય વિના નાશ થાતો નથી. સૂર્યનો ઉદય થયો કે કોઇ સૂક્ષ્મદૃષ્ટિવાળો હોય અથવા મંદદૃષ્ટિવાળો હોય તોપણ અંધારૂં તેની પાસે રહેતું નથી. તેમ તત્વ વસ્તુમાં પુરૂષને આસ્થા થઇ કે, વિપર્યય અજ્ઞાન નાશ થાય છે. હે સુંદરિ ! જ્યારે ઉત્તમ માર્ગમાં પ્રવૃત્ત થાવા સારૂ વિવેકરૂપ લોચનનો ઉદય થાય ત્યારે, જેટલા દોષ છે, તે બધા નાશ પામે છે. જ્યારે માયાના દોષથી મુક્ત થયો કે, તરત યોગમાં [ ધ્યાનમાં ] પ્રવૃત્ત થાય છે. તે પછે દેહધારિને આહારાદિજન્ય જે દોષ છે તે નાશ પામે છે. દુઃખનો નાશ થયો કે, તેને મુક્તિ દૂર રહેતી નથી. જ્યારે યમ દિક યોગસાધનમાં મનને પ્રવેશ કરે છે ત્યારે યોગના આશ્રયથી સિદ્ધિને પામે છે એમાં સંશય નથી. યોગાભ્યાસી જ્યારે આત્મતત્વમાં મનને પ્રવેશ કરે છે, ત્યારે તેના મનમાં વેદવાક્ય પ્રમાણભૂત છે કે, અપ્રમાણભૂત છે, તેમાં વળી વિકલ્પ અને અજ્ઞાન થાય છે. ક્યારેક પૂર્વના અનુભવથી તે યોગરૂપ થાયછે. કુત્સિતવૃત્તિવાળું મન, જ્યારે પંચકોશના વિવેકથી ત્યાગ કરશે, ત્યારે તેનું મન આત્મનિષ્ઠ થઇ સ્થિરતા પામશે. હે શોભને ! એવી રીતે આત્મનિષ્ઠ થયેલાં મનને હૃદયમાં ધારણ કરી એકાંતમાં બેશી, સર્વથી નિસ્પૃહ કરી અને બ્હારની ઇન્દ્રિયના વિષયોનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં નિષ્ઠા થાય ત્યારે અમૃતભાવને પામે છે.

વૃદ્ધ બ્રાહ્મણ કહેછે, હે સુવ્રતે ! એવી રીતે પરમાર્થ જાણનાર બ્રાહ્મણે જ્યારે વચન કહ્યું ત્યારે તમે ફરીથી પુછ્યું.

સુવ્રતા કહેછે—હે મુનીન્દ્ર ! હું સરખા ભૃત્યજનને તમ સરખા દયાળુ પુરૂષ દયાના પાત્રરૂપ જાણી ભક્તજનનું અચિંત્ય દુઃખને નાશ કરવા કૃપા કરો છો, અને વળી એકાગ્રચિત્તથી પુરૂષાર્થના સાધનભૂત પરમાર્થની સિદ્ધિ કહિ બતાવવા યોગ્ય છો. હું સરખી દુષ્કૃત કર્મ કરનાર શ્રમવિના સંસારસમુદ્રને કેમ તરૂં ? માટે હે મહારાજ ! ભક્તજનને પ્રસન્ન થાઓ. તમ સરખા પુરૂષો પ્રાણીમાત્રના ઉદ્ધાર કરવા સારૂ ઉદ્યમ કરો છો, એવી રીતે બોલતી સુવ્રતાનાં વચન સાંભળી દયાથી આવું વચન કહે છે.

બ્રાહ્મણ કહેછે—હે સુંદરિ ! જે તારૂં ઇચ્છિત હોય તે હું કહું છઊં; માટે એકાગ્ર મનથી સાંભળ ? પ્રથમ મેં પુરૂષાર્થનું સાધન કહ્યું છે, તે સંક્ષેપથી સાંભળો. પ્રથમ ગુરૂ જે કહે તેજ વચન પ્રમાણ રૂપ છે એમ જાણી ચિત્તની વૃત્તિ તેમાં રાખવી. તે પછે શાસ્ત્ર [ વેદ ] કહે તેજ સત્ય માનવું. જે માન વગરના અને દંભ વગરના છે તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે કોઇની હિંસા કરતા નથી, સહનશીળ, સુખ દુઃખમ ાંસમતા, સરલ-સ્વભાવ અને વિષયમાં ઇચ્છા રહિત છે, તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. સ્થિર સ્વભાવવાળા, પવિત્ર, સદાચરણી, ગુરૂની સેવામાં પ્રીતિવાળા, નિરંતર એકાંત સેવન કરનારા અને ઇશ્વર સંબંધી વાર્ત્તામાં પ્રીતિવાળા હોય તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. અહર્નિશ ચિત્તને રોકવામાં

તત્પર રહે, સ્ત્રી પુત્રાદિમાં મમતા રહિત અને પવિત્રબુદ્ધિ-વાળા છે તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે નાશ અને ઉત્પત્તિવાળા પદાર્થની સ્થિતિને, દુઃખોને, શરીરની અસ્થિરતા અને જે જન્માદિક થાય છે તેનો જે વિચાર કરે છે તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે ગર્ભમાં પ્રવેશનાં, બ્હાર નીકળવાનાં, બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થાનાં દુઃખને જાણે છે, તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે અખંડિત જ્ઞાનમાં પ્રીતિવાળા અને નિરંતર પોતના સ્વરૂપને જોનારા છે તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે મનુષ્ય હે વિશ્વેશ્વર! હે ત્રણલોકના સાક્ષિ! હે વિષ્ણો! હે ત્રિવિક્રમ! હું નિરંતર નમસ્કાર કરૂં છઉં એમ પ્રાર્થના કરે છે, તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે એક ચિત્તથી વિષ્ણુને ભજે, કર્મ પણ તેને અર્થે કરે અને રાગાદિક ગુણથી રહિત થઇ વર્ત્તે છે, તે સંસારસમુદ્રને મેહેનત વગર તરે છે. જે લોભ, મત્સર, તૃષ્ણા, અને વિષયની ઇચ્છાને ત્યાગ કરી ધર્મને ઉપાર્જન કરવામાં તત્પર છે, તે સંસારસમુદ્રને મેહેનત વગર તરેછે. જે નિરંતર અભેદતાથી યજ્ઞરૂપ, કમળ-નેત્ર, વર દેનાર, અને જે સનાતન દેવ છે તેને જે ભજે તે સંસાર સમુદ્રને તરે છે.

વૃદ્ધ બ્રાહ્મણ કહેછે—હે સુંદરિ! એવી રીતે ધર્માત્મા બ્રાહ્મણે અનુગ્રહથી દુઃખરૂપ સંસારને તરવાનો ઉપાય બતાવી સવારના પોહોરમાં જેમ આવ્યા તેમ ચાલ્યા ગયા. તે પછે તે દિવસથી હે સુંદરિ! તું સંસારના સુખનો અને સર્વ વૈભવનો ત્યાગ કરી ધર્મમાં પ્રીતિવાળી થઇ. હે સુવ્રતે!

તે પછે ઘરનો જે પદાર્થ છે તે બધો બ્રાહ્મણ, ગાય અને દેવતાને અર્થે ત્યાગ કરીને મહાત્માએ કહેલા વાક્ય પ્રમાણે સર્વ કામનાનો ત્યાગ કરી, સુવર્ણ અને મૃત્તિકાને સમ જાણી, શરીરની નીંદા અને ધિઃકારીને તેં પોતાના પાપના નિવારણ સારૂ કૃચ્છ્રચાંદ્રાયણાદિક વ્રતો કરી દેહનો ત્યાગ કરી દીધો. તે માટે હે સુંદરિ! પૂર્વજન્મના કર્મથી અને માહાત્માના ઉપદેશથી બ્રહ્મવેત્તા બ્રાહ્મણના કુળમાં તારો જન્મ થયો. તું સત્યવક્તા બ્રાહ્મણ, અને બ્રાહ્મણની સ્ત્રી તેમજ તેના દીકરાની વહુના શાપરૂપ વચનથી તેનું ફળ ભોગવછ, તોપણ તે બ્રાહ્મણના અનુગ્રહથી બ્રાહ્મણના કુળમાં તારો જન્મ થયો અને જ્યારે શરીરનો કાળ આવશે; તારે કર્મબંધનથી મુક્ત થઇ બ્રહ્મપદને પામીશ.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર! એવાં વૃધ્ધ બ્રાહ્મણનાં વચન સાંભળી મહાભાગ્યવાળી સુવ્રતા વિસ્મય પામી, આવું વચન પુછે છે.

સુવ્રતા પુછેછે—હે ભગવન્! હે સર્વ ધર્મ જાણનાર! તમે મારા જન્માંતરને જાણનારા અતિ તેજસ્વી કોણ છો? કેમજે થઇ ગયેલું, થાયછે અને થાશે તેમજ સ્થૂલ, સૂક્ષ્મ, પાસે રહેલા અને અંતરાયવાળા પદાર્થને યોગિયો જાણેછે; માટે વેદવેત્તા નિર્મળ અંતઃકરણવાળા કોણ છો? એ વાત મારી ઉપર અનુગ્રહ કરી મને કહો?

વૃધ્ધ બ્રાહ્મણ કહેછે—હે સુંદરિ! હું યમ રાજા તારો અનુગ્રહ કરવા સારૂ આવ્યો છઉં, તારૂં કલ્યાણ થાઓ. જે તારા મનમાં હોય તે માગી લે.

સુવ્રતા કહેછે હે ભગવન્! જો તમે મને પ્રસન્ન થયા હો તો મારાં માતા, પિતા, બાંધવો અને કુટુંબજન તમારી પુરીમાં આવ્યાં હોય અને હવે પછે જે આવે તે સ્વર્ગલોકમાં પ્રાપ્ત થઇ પ્રલયપર્યંત સુખ પામીને રહો.

ભીષ્મ કહેછે–હે યુધિષ્ઠિર! એવાં તેનાં વચન સાંભળી પરના હિતચાહનાર યમરાજાયેં 'તેમ થાઓ' એમ કહિ અને તેનાથી વિધિપ્રમાણે પૂજા પામી અંતર્ધાન થઇ ચાલ્યા ગયા. તે પછે મ્હોટા ભાગ્યવાળી સુવ્રતા સર્વ કામનાનો ત્યાગ કરી તેજ વનમાં તપ તપવા બેઠાં. કર્મના ફળની તૃષ્ણાને ત્યાગ કરી, મહાત્માની સેવામાં તત્પર થઇ, શાક-પત્ર અને મૂળનો આહાર કરી પોતાનો નિર્વાહ ચલાવતી, વ્રતોપવાસ અને દેવતાના પૂજનમાં તત્પર રહિ, થોડાક કાળમાં જ્ઞાનવાન થઇ, બ્રહ્મવેત્તાઓના ઉપદેશ પ્રમાણે વૃત્તિ રાખી, તેમજ પૂર્વજન્મમાં બ્રહ્મવેત્તા બ્રાહ્મણે કહેલા માર્ગથી, વિવિધ પ્રકારનાં દાનથી અને યથાવિધિ પૂજન કરવાથી વિષ્ણુપદને પામી. હે રાજા! તમે પણ સાત્વિક બુદ્ધિનો આશ્રય કરી ક્રોધ અને લોભથી રહિત થઇ પારકાનું હિતકરનાર, સત્યરૂપ ધર્મને જાણનાર અને જગત નિયંતા ભગવાન વાસુદેવની પરમ ભક્તિયુક્ત થઇ યથાશક્તિ બ્રાહ્મણોને દાન, માન અને અર્ચનથી સેવા કરો. જેને બ્રાહ્મણો પ્રસન્ન થાયછે તેને વિષ્ણુ પ્રસન્ન થાયછે; માટે બ્રાહ્મણોની સેવા કરવાથી પરબ્રહ્મને પામે છે. હે રાજા! તમે જુઓ કે આ સુંદરી નામે વેશ્યા પાપનું આચરણ કરનારી, અને પારકાના દ્રવ્યને હરણ કરનારી હતી, તોપણ બ્રાહ્મણની

આરાધના કરી કર્મના બંધનથી છુટી થઇ. જે પારકાનું હિત કરનારા, ધર્મના કામમાં પ્રીતિવાળા અને શુભગુણસંપન્ન છે તેને ક્રમથી મુક્તિ મળે છે એમ બ્રહ્મવેત્તા કહેછે. હે નૃપ! જે પરની રક્ષા કરે છે તે મુક્તિ પામે છે. ત્રણભુવનનાં ગુરૂ, ઇશ્વર, કેશવ, કેશીદૈત્યના શત્રુ, કમળ સરખાં નેત્ર, યોગિઓને ધ્યાનથી જણાયેલ, રાજાઓના ગુણગણથી ભરપૂર, વસ્તુતાથી નિર્ગુણ અને જે આદ્ય પુરૂષ છે તેનો જન્મમરણનાં દુઃખ મટાડવા સારૂ આશ્રય કરો.

त्रिभुवनगुरुमीशं केशवं केशिशत्रुं । सरसिजविमळाक्षं योगिभिर्ध्यानगम्यं ॥ जननमरणदुःखस्यापहर्त्रे वरेण्यं । क्षितिपगुणगुणाढ्यं निर्गुणं संश्रयाद्यं ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां सुव्रता यमसंवादोनाम एकात्रिंशोऽध्यायः ॥३१॥

---

## अध्याय ३२ मो.

### युधिष्ठिर उवाच.

केचिदाहुः परं धर्मं केचिदाहुः परं धनं ॥
केचिदाहुः परं ज्ञानं केचिन्मोक्षं प्रशंसते ॥ १ ॥

યુધિષ્ટિર પુછેછે હે પિતામહ! કેટલાક ધર્મ, કેટલાક ધન, કેટલાક કામને ઉત્તમ કહેછે અને કેટલાક મોક્ષને વખાણે છે. કેટલાક સત્ય, કેટલાક તપ, કેટલાક સાંખ્ય, કેટલાક દયા અને કોમળતા, કેટલાક દાન, કેટલાક શ્રવણ, કેટલાક જ્ઞાન, કેટલાક વૈરાગ્ય, કેટલાક અગ્નિસ્ટોમાદિક યજ્ઞ, કે-

ટલાકઆત્મજ્ઞાન, કેટલાક સાંખ્ય, કેટલાક ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થના વખાણ કરે છે. લોકમાં આ કરવું અને આ ન કરવું એવી રીતે કેવળ મોહજ પામે છે તો મહાત્મા પુરૂષોએ એ બધા કૃત્યમાંથી શું કરવું એ અધી વાત સર્વ ધર્મ જાણનાર તમે મને કહેવા લાયક છો, જેથી હું તમારા અનુગ્રહવાળો થાઉં. તેમ તમે મને કહેવા યોગ્ય છો.

ભીષ્મ કહેછે—હે વિશાંપને! છાનું અને સંસારને મુકાવનારૂં, સાંભળવા લાયક, અને જાણવા લાયક કથાનક સાંભળો. આ ઠેકાણે પુંડરીક અને મહર્ષિ નારદનો સંવાદ રૂપ પુરાતન ઇતિહાસ છે તે કહું છઉં. એક મહામતિ, વેદ સંપન્ન પુંડરીક નામે બ્રાહ્મણ હતા, તે બ્રહ્મચર્ય અવસ્થામાં રહિને તેનો ધર્મ પાલન કરવા લાગ્યા. તે એવી રીતે કે, ગુરૂની સેવા, જીતેન્દ્રિય, ક્રોધરહિત, સંધ્યોપાસન, વેદ અને વેદના અંગનો પાઠ, શાસ્ત્રનો વિચાર, સમિધથી સાયંકાળ પ્રાતઃકાળનો હોમ, યજ્ઞપતિ વિષ્ણુની આરાધના અને વેદાધ્યયનમાં બ્રહ્માના પુત્ર હોય, એવાં કર્મથી ગુરૂને તૃપ્ત કરે છે અને જે હમેશાં ભિક્ષાવૃત્તથી મા-બાપની સેવા કરી અને બ્રહ્મવિદ્યાના અભ્યાસમાં તત્પર પુંડરીક બ્રાહ્મણને સંસારસમુદ્રને તારનારી બુદ્ધિ ઉત્પન્ન થઇ. તે પછે પિતા, માતા ભાઇઓ, કાકાઓ, મામાઓ, મિત્રો, સંબંધીઓ, ધન, ધાધાન્ય, સમૃદ્ધિ, ઘર, અન્નની પેદાશવાળાં અને વંશ પરંપરાથી ચાલ્યાં આવતાં ક્ષેત્રને તૃણની પેઠે ત્યાગ કરી પોતાની ઇચ્છા પ્રમાણે શાક, મૂળ અને ફળનું અશન કરી આ

પૃથ્વીમાં ફરવા લાગ્યા. યૌવન, રૂપ, આયુષ્ય અને દ્રવ્યના સંચયને મત્તિકાની પેઠે ત્યાગ કરી પુરાણમાં કહેલા માર્ગ પ્રમાણે તીર્થાટન કરવા જાઊં એવો મનમાં નિશ્ચય કરી ચાલ્યા. પ્રથમ ગંગાજી તે પછે ગોમતી, ગણ્ડકી, શતચન્દ્રા, પયોષ્ણી, સરયૂ, સરસ્વતી, પ્રયાગ, નર્મદા, શોણનદ અને મહાનદ તીર્થ પ્રત્યે ગયા. તે પછે વિંધ્યાચળ પર્વતનાં તીર્થોમાં જઇ અને હિમાલય પર્વતનાં તીર્થો પ્રત્યે ગયા. તે પછે આશ્રમ તીર્થોમાનાં નૈમિષારણ્ય આદિ ક્ષેત્રમાં અને ગોવર્ધનાદિ પર્વતોનાં તીર્થમાં મહાતેજસ્વી પુંડરીક યથાવિધિ પ્રમાણે જેમ ઘટે તેમ ફરવા લાગ્યા. એમ ફરતાં કોઇ દિવસ પોતાના પુણ્યને લીધે પવિત્ર શાલિગ્રામ ક્ષેત્રમાં આવ્યા. જે ક્ષેત્રને સત્યવેત્તા મુનિઓ સેવન કરે છે એજ ક્ષેત્રમાં પુરાણ પ્રસિદ્ધ ચક્રનદી વહન કરે છે. જે નદીમાં રમ્ય અને મનોહર શાલિગ્રામના શીલાઓ દેખાય છે, તે ક્ષેત્રમાં મહામતિ પુંડરીક મનમાં પ્રસન્ન થઇ તેજ તીર્થમાં અંતર્ગત તીર્થો જે કે દેવહૃદ, સરસ્વતી, જાતિસ્મર્ય કુંડમાં, વ્યાસતીર્થમાં, અને મિશ્રકુંડ આદિ તીર્થોમાં ફરવાથી, ક્ષેત્રના પ્રતાપથી અને તીર્થોના મહિમાથી મહાત્મા પુંડરીકનુ મન નિર્મળ થયું. તે પછે તેજ ક્ષેત્રમાં શાસ્ત્રે કહેલા વિધિ પ્રમાણે પરમભક્તિથી, એકાંતસ્થાનમાં નિવાસ કરી સુખ-દુઃખ રહિત, ઇન્દ્રિયોને નિયમમાં રાખી, શાક, મૂળ અને ફળમાં સંતોષ પામી, યોગાભ્યાસ કરવા માંડયો, જેમાનાં યમ અને નિયમ, આસન, [સ્વસ્તીકાદિક] પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગ

યોગથી અને વૈદિક, (વેદનાં વાક્ય) તાંત્રિક [ડામરાદિકનાં વાક્ય] અને પુરાણના વાક્યને અનુસરીને ચાલે છે, તેમજ આધાર અને આધેય ભાવથી, એટલે કાર્ય અને કારણથી જેમ સોનું અને તેના ઘાટની પેઠે એકતા જાણી શુદ્ધિને પામ્યા. તે પછે રાગ, દ્વેષને ત્યાગ કરી, શાંત મન રાખી, દેવના દેવ વિષ્ણુની આરાધના કરતા શાલિગ્રામ ક્ષેત્રમાં નિવાસ કરી વસતાં, મહાન્ કાળ ચાલ્યો ગયો. તે પછે કોઇક કાળે પરમાર્થ જાણનાર, મહાતેજસ્વી, સૂર્ય સરખા તપના નિધિ, બ્રહ્મર્ષિ નારદ-મુનિ પુંડરીકને જોવા આવ્યા. તેવામાં મહાબુદ્ધિશાળી પુંડરીક મહાબુદ્ધિવાન્, સર્વ વિદ્યાના પાત્રભૂત, નારદ મુનિની યથાવિધિ અર્ધ્યદાન આપી, પ્રણામ કરી મનમાં વિચાર કર્યો કે, [અદ્ભૂત આકૃતિવાળા, તેજસ્વી જટા ધારણ કરનાર અને વિણાથી ગાનાર આ કોણ હશે? શું આ સૂર્ય, અગ્નિ, ઇન્દ્ર કે, વરૂણ હશે?] એવો વિચાર કરી વિસ્મયથી પુછે છે.

પુંડરીક પુછેછે—હે નિષ્પાપ! તમે કોણ છો? ક્યાંથી આવો છો? પાપી પુરૂષને તમારૂં દર્શન દુર્લભ છે. આ શું મને સ્વપ્ન થયું? હે પ્રભો! માટે તે તમે કહેવા લાયક છો.

નારદ કહેછે—હે દ્વિજસત્તમ! હું નારદ નામે ઋષિ તારાં દર્શનની ઇચ્છાથી આવ્યો છઊં. કેમજે ઘણું કરી તમસરખા ભગવદ્ભક્તનું સ્મરણ, સંભાષણ અને પૂજનથી ચાંડાળ પણ પવિત્ર થાયછે. શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર, ત્રણલોકના જોનાર ભગવાન વાસુદેવનો હું દાસ છઊં. એમ જ્યારે નારદે કહ્યું, ત્યારે ભક્તિથી વ્યાકુળ અંતઃકરણ થઇ

અને નારદના દર્શનથી આનંદ પામી મધુર વચન કહેછે.

પુંડરીક કહેછે—હે નારદ ! આજ હું દેહધારિની અંદર ધન્ય થયો, દેવતાઓથી પૂજવા લાયક થયો, મારા પિત્રિઓ કૃતાર્થ થયા અને મારો જન્મ સફળ થયો છે. હે દેવર્ષિ ! મારા કર્મથી સંસારમાં ભ્રમણ કરનાર અને વિશેષથી તમારો હું ભક્ત છઊં માટે, અનુગ્રહ કરી જે મારે કરવાનું હોય તે મને કહો; કેમજે તમે વિષ્ણુભક્તમાં મુખી છો અને પ્રાણી માત્રની ગતિ છો.

નારદ કહેછે—હે દ્વિજ ! શાસ્ત્ર, કર્મ અને પ્રાણીમાત્રના ધર્મમાર્ગ અનેક પ્રકારનાં છે. જો એમ ન હોય તો પ્રાણીમાત્રનાં સુખ અને દુઃખ એ બધાં વિજ્ઞાનવાદિના મત પ્રમાણે ક્ષણિક અને નિરાત્મક થાયછે. એમ બ્રહ્મસ્વરૂપના અર્થની નિર્પેક્ષાવાળા કહેછે. બીજા એમ કહેછે કે, આ જગત્ અવ્યક્તથી [ માયાથી ] ઉત્પન્ન થાય છે, અને તે અવ્યક્તરૂપ છે. વળી કેટલાક વાદિયો આત્માને ઘણાક માને છે, તે વળી સર્વગત અને નિત્ય માને છે, કેટલાક શરીર તુલ્ય આત્માને માને છે; જેમ કે હાથીમાં હાથી જેવડો અને કીડીમાં કીડી જેવડો. કેટલાકનો તો એવો આગ્રહ છે કે, જેમ જળનો પ્રવાહ તેમ આ જગત્ ત્રણ કાળમાં પ્રવાહરૂપે ચાલ્યું જાયછે. કેટલાક પ્રત્યક્ષવાદિઓ એમ કહે છેકે, જે વસ્તુ પ્રત્યક્ષ છે તે સત્ય છે, માટે સ્વર્ગાદિક પદાર્થ નથી. કેટલાક નિશ્ચિત મનવાળા સ્વર્ગાદિક છે એમ માને છે. અત્યંત હિન મતિવાળા અને પરમાર્થથી વિમુખ થયેલા પુરૂષો સેશ્વર જગતને માનેછે અને તેમાના કેટલાક નિરીશ્વર માને છે.

એવી રીતના મતવાદિઓ છે તેમાં જેમ જેણે સાંભળ્યું અને ચિંતવન કર્યું તેમ તેણે ગ્રહણ કર્યું છે. કેટલાક તર્કવાદિઓ તો એમ કહેછે કે, શ્રુતિયો જુદી જુદી છે અને ઋષિઓનાં બનાવેલાં શાસ્ત્રો પણ જુદાં જુદાં છે, માટે ધર્મના તત્વને ઢાંકીને મહાજનો જે રસ્તે ચાલે તે માર્ગ સમજવો.

નારદ કહેછે—હે બ્રહ્મન્ ! હે નિષ્પાપ ! સાવધાન મનથી સાંભળો હું તમને ઘોરસંસારથી મુકાવનારૂં, છાનું અને પરમાર્થનું વચન કહું છૌં. ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળથી કહિ શકાય નહિ અને વર્તમાન દૃષ્ટિથી કેવળ મુનિયો અનુમાન કરી શકે છે, ત્યારે પ્રમાણમાં મોહ પામેલા કેમ જાણી શકે? જે શ્રુતિયેં કહેલા અનુમાનને લઇ જે શાસ્ત્રે કહેલાં તેજ પ્રમાણ છે, અને જે ગુરૂની પરંપરાથી બ્રહ્મને જાણેછે, તેજ પરમાર્થ વસ્તુના પ્રકાશક થાયછે. તે પરમાર્થ સ્વરૂપ, સત્, આનંદ, નિર્ગુણ, પરમ, અવ્યય, બ્રાહ્મણાદિ જાતિથી ભિન્ન, દ્વૈતપણાથી રહિત, લક્ષણથી અલક્ષ્ય, આત્મરૂપ, જ્ઞાનસ્વરૂપ, નિત્ય, સનાતન, ઇન્દ્રિયોથી રહિત ચિન્માત્ર, અમૃત, સ્થિતિરૂપ, અનંત, , વ્યક્ત અને અવ્યક્તથી રહિત, ચલન રહિત, વ્યાપક અને અભિન્ન છે તોપણ ભિન્ન હોય એવા જણાય છે. યોગિયો જેનું ધ્યાન ધરે છે અને પરમાર્થથી જે ભેદદૃષ્ટિવાળા છે, તેને તે સ્વરૂપ દુઃસાધ્ય છે. હે પુંડરીક ! મેં પરમાર્થ સ્વરૂપની વાત કહિ બતાવી. હવે જે મેં બ્રહ્માને પુછેલ અને બ્રહ્માયેં મને જે જવાબ દીધો છે તે સાંભળો. કોઇ દિવસ ફરતો ફરતો હું બ્રહ્મલોકમાં ગયો અને ત્યાંહાં બેઠેલા પ્રજાપતિને નમસ્કાર

કરી, જે તમે મને પુછો છો તેજ મેં પુછ્યું.

નારદ કહેછે–હે પિતામહ ! પરમ જ્ઞાન અને યોગ કોને કહેછે તે તમે મને યથાર્થ કહેવા લાયક છો ?

બ્રહ્મા કહેછે–હે તાત ! અલ્પ વાક્યથી ઘણાક અર્થવાળું અને સુખ ઉત્પન્ન કરનાર જે ઉત્તમ જ્ઞાન છે તે સાવધાન મનથી સાંભળો. જે માયાથી **परः पुरुषः** કહેવાય છે તે ચોવીશ તત્વથી પચીશમા કહેવાય છે, તેજ સર્વપ્રાણીના આત્મા **नर** કહેવાય છે. નરથી ઉત્પન્ન થયેલાં તત્વને **नारायणी** કહેછે. તેજ જેનું આયતન એટલે રહેવાનું સ્થાન છે, તેથી **नारायणः** કહેવાય છે. જ્યારે સૃષ્ટિકાળ આવેછે, ત્યારે નારાયણથી સર્વ જગત્ ઉત્પન્ન થાયછે, પ્રલય અવસ્થામાં લય પણ તેમાંજ થાયછે; માટે નારાયણ પરબ્રહ્મ છે. બ્રહ્મ તત્વ, પરમજ્યોતિ, અને આત્મા નારાયણ કહેવાય છે. પરથી પણ તે પર છે, જેનામાં પર અને અપર એટલે કાર્ય કારણ ભાવ નથી, એજ પર અને અપર અક્ષર છે. પર, અવ્યક્ત, પરમપુરૂષ અને પરમગતિ તેજ છે. આ જગતમાં જે કાંઇ દેખાય છે અને સંભળાય છે અને અંતર અને બાહ્ય જે વસ્તુ છે, તે બધામાંવ્યાપીને નારાયણ રહ્યા છે. માટે હે નારદ ! તે દેવને જાણી ૐ પૂર્વમાં **नमोनारायणाय** એ મંત્ર ભણી અનન્ય મન થઇ ધ્યાન ધરે. કહ્યા પ્રમાણે અનન્ય બુદ્ધિથી જે નારાયણનું ધ્યાન ધરે છે, તેને દાન, તીર્થ, તપ અને યજ્ઞ કરવાથી કાંઇ પ્રયોજન નથી, કેમજે તેને પરમ જ્ઞાન અને પરમ યોગ એજ છે; માટે પરસ્પર વિરુદ્ધવાળાં અન્ય શાસ્ત્રનું કાંઇ પ્રયોજન નથી. જેમ ઘણાક

રસ્તાઓથી એક શેહેરમાં પ્રવેશ થાયછે, તેમ જેટલા જ્ઞાનના માર્ગ છે, તે બધાથી ઇશ્વરમાં પ્રવેશ કરાય છે. તે ઇશ્વર સર્વગત, દેવ, સૂક્ષ્મ, અવ્યક્ત, સનાતન, જગતના આદિ, આદિઅંત રહિત, સ્વયંભૂ, પ્રાણીને ઉત્પન્ન કરનાર, વિષ્ણુ, વિભુ, અચિંત્ય, નિત્ય, સદ્ અસદ્રૂપ, જગન્નાથ, પુરાણ, કવિ, અને અવ્યય છે; જેનાથી ચરાચર જગતની સ્થિતિ છે, માટે તેનું નામ **વિષ્ણુ** કહેવાય છે. જ્યારે આ જગતની પ્રલયાવસ્થામાં સર્વપ્રાણીનો વાસ થાયછે અને તેનો સંબંધ છે, માટે **વાસુદેવ** કહેવાય છે. કેટલાક પુરૂપ, કેટલાક પરબ્રહ્મ, કેટલાક કાળ, કેટલાક અનાદિ અનંત, કેટલાક જીવ, કેટલાક પરમાત્મા, કેટલાક શિવ, કેટલાક ક્ષેત્રજ્ઞ, કેટલાક છવિશમા, કેટલાક અંગુષ્ટરૂપ, કેટલાક કમળની રજ સરખા છે, એવા ભેદ છે અને વળી બીજા કેટલાક ભેદવાદિઓ શાસ્ત્રમાં મોહપામી જુદા જુદા આત્માને કહે છે, જો જ્ઞાની એમાં સંશય કરે તો તે જ્ઞાનતત્વથી વિમુખ થાયછે; માટે સર્વશાસ્ત્રનું આલોડન કરી અને વારંવાર વિચારકરી, જ્યારે ધ્યાન ધરે ત્યારે સર્વશાસ્ત્રનું પ્રયોજન પ્રાપ્ત થાય અને ધ્યાન કરવાથી સાયુજ્ય મુક્તિ પામે છે. માટે હે પુંડરીક ! તમે અર્થથી વિસ્તાર પામેલાં સર્વશાસ્ત્રનો ત્યાગ કરી, અનન્ય ચિત્તથી કેવળ અજન્મા નારાયણનું ધ્યાન ધરો. જે આળસનો ત્યાગ કરી બે ઘડી નારાયણનું ધ્યાન ધરે છે તે સ્વર્ગને પામે છે; ત્યારે અહર્નિશ જે ધ્યાન ધરે તે કેમ ન પામે ? હે વિપ્રેંદ્ર ! દેવના દેવ નારાયણને જાણશો તો તાત્કાલ સાયુજ્ય મુક્તિને પામશો એમાં સંશ-

ચાહનારાં કરે છે. જેના આશ્રમમાં નદીઓ અને તળાવો-નાં જળ નિર્મળ દેખાય છે, દિશાઓ ઉજ્વળ ભાસે છે, નિર્મળ તારાગણયુક્ત આકાશ મંડળ રાત્રીયેં શોભે છે, સુખદાયક વાયુ વહન કરે છે અને વૃક્ષો ફળ પુષ્પયુક્ત દેખાય છે, એવા આશ્રમમાં પુંડરીક ભજન કરે છે તેવામાં કોઇ દિવસે ભગવાન્ શંખ, ચક્ર, અને ગદાધારણ કરનાર, પીલાં વસ્ત્ર અને વનની માળાથી ઉજ્વળ, કમળનેત્ર, ચંદ્રબિંબ સરખું મુખ, હૃદયમાં ભૃગુ લાંછન અને લક્ષ્મીના ચિન્હયુક્ત, કૌસ્તુભમણીથી અલંકૃત, મકરાકાર કુંડલથી સુશોભિત, જનોઇથી ઉજ્વળ અને બીજા કેટલાક અલંકારથી રમણીક, મેરૂના શિખર ઉપર પ્રલયના મેઘની પેઠે ગરૂડની ઉપર શોભે છે, મોતીની ઝાલરયુક્ત છત્રથી શોભિત અને જેની આસપાસ ચામર અને વ્યંજન શોભિત, જેનું ઇન્દ્રાદિક દેવતાઓ, ગંધર્વ, સિદ્ધ, મુનિઓ, અપ્સરાઓ અને બીજા પરમાર્થદર્શિ માહાત્માઓએ સેવન કરેલ એવા દેવનાદેવ નારાયણ પ્રગટ થઇ પુંડરીકને દર્શન દિધું. તે પછે પુંડરીક બ્રાહ્મણ નારાયણનાં દર્શન કરી નેત્રથી પાન કરતા હોય, બાહુથી મળતા હોય, નાસિકાથી સુંઘતા હોય, જીભથી ચાટતા હોય, અને વચનથી કાંઇ કહેતા હોય એવા આનંદથી જોઇને અંતરમાં હર્ષ પામી સાષ્ટાંગ દંડવત્ કરી, હાથ જોડી, પરમ ભક્તિથી વ્યાપ્ત થઇ આવું વચન કહે છે.

પુંડરીક કહેછે—હે વિષ્ણો !તમે સર્વ લોકના સાક્ષી, માયાથી રહિત, નિત્ય, નિર્ગુણ, ગુણરૂપ છો તેને હું નમસ્કાર કરૂં-

છઉં. જે આ જગતના આધાર, વસ્તુતાથી આધાર વગર, ઇન્દ્રિઓથી રહિત, જાત્યાદિથી વર્જિત, ચૈતન્યમાત્ર, અને જેને અવ્યય કહેછે. વાસુદેવ પુરાણ પુરૂષ, વિધાતા, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર તમને હું નમસ્કાર કરૂં છઉં. ઓંકાર, વષટ્કાર, સર્વ લોકના નિયંતા, પારકાની પીડાને નાશ કરનાર જે ગોવિંદ છે તેને હું નમસ્કાર કરૂં છઉં. ભક્તના અનુગ્રહ કરનાર, અનેક પ્રકારના પદાર્થને રચનાર છે તેને નમસ્કાર કરૂં છઉં. આ જગત તમમાં, તમરૂપ, તમથી અભિન્ન, ભિન્ન કહેવાતું નથી, જેની નાભિકમળથી ઉત્પન્ન થયેલું કમળના આશ્રયરૂપ, સમસ્ત વેદ અને વેદાંતના વિસ્તારથી પામેલી વિભુતિ છે જેની, તેને નમસ્કાર કરૂં છઉં. તમે દેવનાદેવ, શરણ લેવાલાયક છો. હે હૃદય નિવાસિ ! હે જગતના આધાર રૂપ ! સમસ્ત પ્રાણીના આદિભૂત, અનેક પ્રકારનાં રૂપધારણ કરનાર અને જગતને ઉત્પન્ન કરનાર, વાણીથી અગોચર છો. હે આનંદ! હે અચ્યુત ! જાત્યાદિકથી જે ભેદ દૃષ્ટિ છે, તેથી તમે જણાતા નથી; તોપણ ભક્તની ઉપર અનુકંપાથી ભિન્ન ભિન્ન બ્રાહ્મણાદિ રૂપે દેખાઓછો તેને નસ્કાર કરૂં છઉં. એ રીતે દિવ્યવચનોથી સ્તુતિ કરતા પુંડરીકને જોઇ ત્રિવિક્રમ ભગવાન મેઘ સરખી ગંભીર વાણીથી પુંડરીકને આવું વચન કહેછે.

ભગવાન્ કહેછે—હે મહામતે ! તારૂં કલ્યાણ થાઓ, હું તમને પ્રસન્ન થયો છઉં. જે તારા મનમાં હોય તે માગી લે.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર ! એવાં ભગવાનનાં વચન સાંભળી મહામતિ પુંડરીક વિનયથી આવું વચન કહે છે.

પુંડરીક કહેછે—હે દેવેશ ! હે માધવ ! અત્યંત મંદબુદ્ધિવાળો હું ક્યાં અને સર્વનું હિત કરનારા તમે ક્યાં, તોપણ તમે મારૂં જેમ હિત થાય તેમ આજ્ઞા આપો. એવાં જ્યારે વચન કહ્યાં, ત્યારે ભગવાન્ પ્રસન્ન થઇ હાથ જોડી ઉભેલા પુંડરીકને આવું વચન કહેછે. હે સુવ્રત ! તારૂં કલ્યાણ થાઓ, મારૂં રૂપ ધારણ કરી મારી સાથે ચાલ અને નિરંતર નિત્યસુખ ભોગવ.

ભીષ્મ કહેછે—હે યુધિષ્ઠિર ! એમ શ્રીધરભગવાને પ્રસન્નતાથી જ્યારે કહ્યું ત્યારે આકાશમાં દુંદુભિ નગારાં વાગ્યાં અને પુષ્પવૃષ્ટિ થઇ. ઇન્દ્રાદિ દેવતાઓ, સિદ્ધ, ગંધર્વ, અને કિન્નર ગણો બહુ સારૂં બહુ સારૂં એમ વખાણ કરવા લાગ્યા. તે પછે સર્વ દેવગણોયેં નમસ્કાર કરેલ જગત્પતિ વાસુદેવ પુંડરીકને ભેગા લઇ ગરૂડ ઉપર બેશીને પોતાના લોકમાં ગયા. માટે હે રાજા ! તમે પણ વિષ્ણુની ભક્તિયુક્ત થઇ તેમાંજ મન અને ઇન્દ્રિયોની વૃત્તિ રાખી પુરૂષોત્તમ ભગવાનનું ભજન કરો હે રાજા! સર્વ પાપને હરણ કરનાર પવિત્ર વિષ્ણુની કથાને તમે સાંભળો જે સાંભળવાથી સર્વેશ્વર વિષ્ણુ પ્રસન્ન થાય છે. અને જેમ વિશ્વાત્મા પ્રસન્ન થાય તેમ કરો. કોઇએક સો અશ્વમેધ અને એક સો વાજપેય યજ્ઞ કરે, તોપણ નારાયણથી જે બહિર્મુખ છે તેને તેનું ફળ મળતું નથી. જેણે એકજ વખત હરિઃ એ બે અક્ષર નું ઉચ્ચારણ કર્યું તેણે મોક્ષ વાસ્તે કટિબંધન બાંધીને તૈયારી કરી એમ સમજવું. હે વિષ્ણો! જરા રહિત, દેવતાઓએ સેવન કરેલ, ધ્યાન કરવા

લોક, આદિઅંત રહિત, સગુણ, ગુણરહિત, આદિપુરૂ-પ, મ્હોટામાં મ્હોટા, અત્યંત સૂક્ષ્મમાં સૂક્ષ્મ, ઉપમા વ-ગરના, યોગિયોને યોગથી જણાયેલ, ત્રણ ભુવનના ગુરૂ અને જે નિયંતા છે તેને હું શરણે છઊં. આ ઇતિહાસસમુ-ચ્ચયને જે સાંભળશે તે સર્વપાપથી રહિત થઇ વિષ્ણુલોકમાં જશે. પુત્રની ઇચ્છાથી સાંભળે તો તેને પુત્ર પ્રાપ્ત થાય છે, ધનની ઇચ્છાથી પાઠ કરે તો ધન મળે અને જો કન્યા પ-તિની ઇચ્છાથી પાઠ કરે તો ગુણયુક્ત પતિ પ્રાપ્ત થાય છે. પવિત્ર અને પુણ્યને વધારનારાં આ ૩૨ બત્રીશ ઉત્તમ આખ્યાનથી ઇતિહાસસમુચ્ચય સમાપ્ત થાય છે.

द्वात्रिंशद्भिर्वराख्यानैःसुपुण्यैःपुण्यवर्द्धनैः ॥
समाप्तश्चानुत्तमोयामितिहासः पुरातनः ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां नारद पुंडरीक संवादोनाम द्वात्रिंशोऽध्यायः ॥ ३२॥

---

## अध्याय ३३ मो.

भीष्म उवाच.

श्वः प्रभाते मया तात कर्त्तव्यं देहमोक्षणं ॥
त्वरयंतीव मे प्राणा गमनाय सुरालयं ॥ १ ॥

ભીષ્મ કહેછે—હે તાત ! કાલ સવારના પોહોરમાં મારે દેહનો ત્યાગ કરવો છે, કેમજે મારાં પ્રાણ સ્વર્ગમાં જવા સારૂ ઉતાવળાં થાતાં હોય એમ ભાસે છે. શાંતિપર્વમાં જેટલા ધર્મ છે તે બધા વિસ્તારથી મેં કહિ બતાવ્યા. હે

અમિત પરાક્રમ ! હવે ધર્મરૂપી સમુદ્રના મધ્યમાંથી માંખણરૂપ જે સાર છે તે હું તમને કહું તે સાંભળો. એક કોઇ પુરૂષ હતો તેણે વગડામાં પ્રવેશ કર્યો, તેટલામાં તે દિશામાં એક હાથીને જોયો, તે હાથીના મારથી ભય પામી મહાવનમાં પ્રવેશ કર્યો, તે વનમાં જાયછે તો ત્યાંહા આવતા સિંહના ટોળાને જોઇ ત્યાંહાથી પાછો વળીને ત્રીજી દિશામાં જવા દોડયો. જે દિશામાં આઘેરો જાય છે, તે દિશામાં અતિ ભય દેનારી હાથમાં તરવાર લઇને દોડી આવતી સ્ત્રીને જોઇ, અને તે સ્ત્રીએ સામા આવતા પુરૂષને જોઇ ઉભો રહે ! ઉભો રહે ! એમ કહિ સામી દોડી, તેવામાં તે પુરૂષ તે સ્ત્રીને જોઇ ત્યાંથી ચોથી દિશામાં દોડયો. તે દિશામાં જાયછે તેટલામાં મહાન્ અગ્નિથી સળગતા વનને જોઇ મનમાં વિચાર કરી આવું કહે છે. અહો ! આ કષ્ટ આવી પડયું. " આમની કોર હાથી, આમની કોર કન્યા, આમની કોર સિંહો, અને આમની કોર અનળ " એમ કહિ પોતાના જીવિતમાં નિરાશ થઇ ઉભો, તેટલામાં ઘ્રોથી વિટાયેલ, પાણી વગરનો અંધારો એક કુવો દીઠો. તે પછે ભયથી પીડા પામી વિચાર કર્યા વગર તે કુવામાં પડયો. અને તે કુવામાં જોએછે તો કુવાના તળીયામાં મોં ફાડી બગાસાં ખાતા, ઘોર મુખવાળા અને લોહી પીવાનો ઇચ્છા કરતા સર્પને જોઇ ભય પામી એક વેલાને પકડી ઉંધે માથે લટકી રહ્યો. તેટલામાં તે વેલાના મૂળને વનના ઉંદરો કાપવા લાગ્યા. તેમજ તે કુવામાં મચ્છર, દંશ આદિ દુઃખ દેનારાં ઘણાંક જંતુઓ વસે છે. ત્યાં-

હા એક બીજું એક આશ્ચર્ય છે કે, એક ભ્રમર તે વેલામાં-થી રસને ગ્રહણ કરે છે તે ભ્રમરના મુખથી રસ, લટકતા પુરૂષના મુખમાં પડયો. તે રસને ભૂખ તરશથી વ્યાપ્ત થયેલો પુરૂષ પાન કરવા લાગ્યો. હે વત્સ ! જેવી રીતે તે પુરૂષ ઘોર સંકટમાં પડયો છે, તેમ આ ઘોર સંસારમાં જે હાથી છે તે મહાપરાક્રમી 'સંવત્સર' જાણો. જે સિંહનાં ટોળાં છે તે આહાર વિહારથી ઉત્પન્ન થયેલા 'રોગો' જાણો. હાથમાં તરવાર લઇ સામી આવતી જે કન્યા છે, તે સાક્ષાત્ 'જરા' જાણવી. જે દાવાનળ હતો તે, 'શોક, લોભ, મોહ અને ભય આદિ દુખો' જાણવાં. જે કુવો છે, તે 'મનુષ્ય દેહ' જાણવો. જે સર્પ છે, તે 'કાળ' સમજવો. જે વલ્લી છે તે 'આયુષ્ય' જાણવી. જે ઉંદરો છે તે, 'દિવસો' જાણવા. જે મચ્છર આદિ ઉપદ્રવો છે તે, 'ભૂખ આદિ' સમજવા. જે ભ્રમર છે, તે 'કામદેવ' જાણવો. જે મધુ છે, તે સ્ત્રી આદિકનાં સુખ જાણવાં.સંસારમાં રહેવું તેજ કામરસવાદ કહેવાય છે. હે વત્સ ! એવી રીતે સંસારનાઃ ગુણને શ્રવણ કરી ધર્મમાં મતિ કરો. સંસારમાં રહેલા આત્માને ક્રમ પ્રમાણે મોક્ષ કરો. હે યુધિષ્ઠિર ! આ સંસારરૂપ કુવાનો ધર્મ મેં તમને કહ્યો.

संसारे स्थितमात्मानं मोक्षयस्व यथाक्रमं ॥
एवं संसारकूपस्य धर्मएव उदाहृतः ॥ १ ॥

इतिश्री इतिहाससमुच्चये भीष्मयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां संसारकूप वर्णनं नामत्रयात्रिंशत्तमोऽध्यायः ॥ ३३ ॥

## आशीर्वचनम्.

उपनयतु मंगलं वः सकलजगन्मंगलालयतनः॥ श्रीमान्दि-
नकरकिरणविबोधितनवनालिननिरीक्षणो व्यासः ॥ १ ॥

सर्वे कुशलिनः संतु सर्वे संतु निरामयाः ॥
सर्वे भद्राणि पश्यंतु मा काश्चित् दुःखभाग्भवेत् ॥ १ ॥

સર્વ જગતના મંગલનું સ્થાન, સૂર્યકિરણોથી પ્રફુલ્લિત થયેલાં નવાં કમળ સરખાં નેત્રવાળા શ્રીમાન્ વ્યાસજી તમારૂં કલ્યાણ કરો.

સર્વ પ્રજાઓ કુશલ રહો, નિરોગી થાઓ, કલ્યાણને-જુઓ અને કોઇ દુઃખના ભોગને ભોગવનારા થાઓ માં.

## उपदेश वचनम्.

यदीच्छसि वशीकर्तुं जगदेकेन कर्मणा ॥
परापवादशस्येभ्यो गां चरंतीं निवारय ॥ १ ॥

જો એકજ કર્મથી જગતને વશ કરવાની ઇચ્છા હોય તો, પારકાનો અપવાદ ( નિંદા ) રૂપ તૃણમાં ચરતિ પોતાની વાણીરૂપી ગાયને નિવારણ કરો.